# ગાંધીગીતો

[ગાંધીજી વિષેનાં ગીતો-કાવ્યો]

સંપાદક

વિનોદ મો. ગાંધી




ત્રણ રૂપિયા



ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

[પુસ્તક-પ્રકાશક અને વિક્રેતા]

ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ-પો. ઑ. નં. ૭૩-અમદાવાદ

# અનુક્રમણિકા

# અભિપ્રાયોમાંથી થોડુંક

આ સંગ્રહમાંનાં કાવ્યોનો જે વિષય છે તે વિરાટ-રૂપધારી છે. ગાંધીજીના નિધન પછી આચાર્ય કૃપાલાનીએ ખરું કહેલું કે 'એમના આત્માનાં ઊંચાણ અને ઊંડાણ માપવાનો ગજ આપણી પાસે નથી.' એવા મહાપુરુષને માટે વાલ્મીકિએ શબ્દ વાપર્યો છે 'અમેયાત્મા.' એની સ્તુતિ કયા શબ્દોમાં યથાર્થ રીતે થઈ શકે? જેમણે એ વિરાટ નરને એમના જીવનકાળમાં જોયા ને નિહાળ્યા તે તો કોઈપણ સ્તુતિને વિષે 'નેતિ નેતિ' કહીને માથું હલાવશે

—ચંદ્રશંકર પ્રા. શુક્લ

મહાત્મા ગાંધી સરખા વિશ્વવંદ્ય પુરુષે પ્રેરેલી આખી સંસ્કૃતિ જ અનોખી છે. એમના વ્યક્તિત્વે જીવતાં અને મૃત્યુને ભેટતાં જન્માવેલી ઊર્મિઓ અનેક કવિતાઓ પ્રેરે એ સ્વાભાવિક છે, એ કવિતાઓ એક જ સ્થળે સંગ્રહાય એ ખરેખર ઈષ્ટ છે. એ સંગ્રહ એક મહાત્મા પ્રત્યેના આપણા—આખી પ્રજાના ભાવનું પ્રતિબિંબ બની રહે એમ છે; એટલું જ નહીં; ગાંધીપ્રેરી આખી રાજકીય પ્રવૃત્તિ અને પ્રગતિનું પણ કાવ્યમય પ્રતિબિંબ બની રહે એમ છે.

—રમણલાલ વ. દેસાઈ

કવિઓએ પોતાની ભાવનાઓ અને લોકોની ભાવનાઓ પણ વ્યક્ત કરવાને સારો પ્રયત્ન કર્યો છે. હૃદય હાલી ઊઠીને કલ્પનાશીલ પ્રવૃત્તિમાંથી કાવ્યો લખાયાં છે. એવું કેટલાંક કાવ્યો પરથી સહેજે દેખાઈ આવે છે. પ્રયાસ સારો છે.

—કિશોરલાલ ઘ. મશરૂવાલા

# ગાંધી કાવ્ય સંગ્રહ

[ સ મ ર્ પ ણાં જ લિ ]

## પ્રાર્થના

જનગણુમન–અધિનાયક જય હે, ભારત–ભાગ્યવિધાતા ।
પંજાબ સિન્ધુ ગુજરાત મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગ ।
વિન્ધ્ય હિમાચલ યમુના ગંગા, ઉચ્છલ જલધિતરંગ ।
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે ।
ગાહે તવ જયગાથા ।
જનગણ-મંગલદાયક જયહે, ભારત–ભાગ્યવિધાતા ।
જય હે ! જય હે ! જય હે ! જય જય જય જય હે ।
અહરહ તવ આહ્વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર વાણી ।
હિન્દુ, બૌદ્ધ, શીખ, જૈન, પારસિક, મુસલમાન ખ્રિસ્તાની ।
પૂર્બ પશ્ચિમ આસે, તવ સિંહાસન પાસે ।
પ્રેમહાર હોય ગાથા ।
જનગણ—દુઃખત્રાયક જય હે, ભારત—ભાગ્યવિધાતા ।
જય હે ! જય હે ! જય હે ! જય જય જય જય હે ।
રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છબિ પૂર્વ ઉદયગિરિ ભાલે ।
ગાહે વિહંગમ, પુણ્ય સમીરણ નવજીવનરસ ઢાલે ।
તવ કરુણારુણ રાગે । નિદ્રિત ભારત જાગે ।
તવ ચરણે નત માથા ।
જય જય જય હે જય રાજેશ્વર, ભારત–ભાગ્યવિધાતા ।
જય હે ! જય હે ! જય હે ! જય જય જય જય હે ।

( કવિએ બાપુના જીવનનું કીર્તન કર્યું છે. આપણી પ્રાચીન પ્રણાલી અનુસાર મહા-આત્માને; પરમ-આત્માને પ્રણામ કર્યા છે. )

[ ૧ ]

## વં દ ના

## व न्द ना

सेवा येन कृता पितुः श्रवणवद् बाल्ये स्वकीये मुदा
हिन्दूनां कृत आफ्रिकानिवसतां नीतं स्वमध्यं वयः ।
वार्धक्यं च तथैव सर्वजनताशुश्रूषणायार्पितं
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ १ ॥

**ભાવાર્થ** :—જેમને બાલ્યાવસ્થામાં શ્રવણની માફક પોતાના પીતાશ્રીની સેવા કરી, જેમણે પોતાની યુવાવસ્થા દક્ષીણ આફ્રિકામાં રહેનારા હિંદીઓ માટે ખર્ચી, અને જેમણે પોતાની વૃદ્ધાવસ્થા મનુષ્યમાત્રની સેવા અર્થે અર્પી એવા મનુષ્યદેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરૂં છું. (૧)

हिंसायाः प्रतिमुच्य मार्गमशुभं मार्गो त्वहिंसात्मको
दिव्यं चासहकाररूपमतुलं शस्त्रं शिवं दर्शितम ।
सत्याख्यस्य विभोर्यं आयुरखिल ह्याराधनायार्पितम्
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ २ ॥

**ભાવાર્થ** :—જેમણે હિંસાના અશુભ માર્ગનો ત્યાગ કરી જગતને અહિંસાત્મક માર્ગનું દર્શન કરાવ્યું. જેમણે માનવજાતને અસહકાર નામનું કલ્યાણકારી અનુપમ શસ્ત્ર દર્શાવ્યું અને જેમણે પોતાનું સમગ્ર જીવન 'સત્ય' ની અરાધના અર્થેજ વીતાવ્યું એવા મનુષ્ય દેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરૂં છું, ( ૨ )

त्यक्तं येन गृहं स्वबान्धवगणः स्निग्धं कुटुम्बं स्वकं
नो दृष्टा दृढदेहयष्टिरथवा स्वार्थोऽपि नो चिन्तितः ।

(૨)

## અંજલિ

અરર ! હતભાગ્ય ભારતી !
વિલસંતી પ્રતિમૂર્તિ 'બાપુ' ની—
યુગગોચર સત્યતત્ત્વની —
થઈ રે ! લુપ્ત સ્વબંધુ હસ્તથી !
નવજીવન શિક્ષણે હતા —
ગુરુ એ તો જનતા સમગ્રના,
મતિ આસુરીને મિટાવવા—
તપયજ્ઞે પુરુષાર્થ શા કર્યા !
ઉર માનવતા — વિશુદ્ધિ નેં
મનવાણી કૃતિથી ઉપાસતા,
તજી વિભેદ ભાવ અંતરે—
સહુમાં પ્રેમ અનસ્ત ધારતા.
વ્યવહાર વિદગ્ધ ચાતુરી,
મુખમુદ્રા વિહસંત માધુરી,
વિપદે કહિ ધૈર્યના તજ્યું,
બલિદાને મનુજ તત્ત્વને રચ્યું !
અભિજાત વિશીર્ણ સંસ્કૃતિ—
ફરી સ્થાપી અભયાનુ પ્રાણિતા,
ઘટમાં ફરી ફૂંકી ચેતના—
પ્રતિબદ્ધ કરી મુક્ત ભારતી ?
હતત્રસ્ત નિરાશ્રિતો તણું—

સ્થિર વિશ્વસ્ત જ પ્રીતિભાજન,
ગરવુ દીન દયાળ ગાંધીજી—
શકવર્તી બળ હિંદનું ગયું !
પ્રિય રાષ્ટ્રપિતાની મૂર્તિ એ—
નવ આજે વિચરંત દષ્ટિએ,
પરિતપ્ત સમસ્ત વિશ્વ છે;
પ્રતિભા દિવ્ય સરી ગઈ એ !
ઉખડો જડતાતણા પડો,
નબળાઈ સહુ નષ્ટ તો થજો,
પ્રતિભા પ્રકટી પ્રતિ સ્થળે
સ્વર 'સર્વોદય' શ્રેષ્ઠ ગુંજજો

—ત્રિભુવન વ્યાસ.

(૩)

# ત્રિમુર્તિ

—શિખરિણી—

**બુદ્ધ**

ધરી આ જન્મેથી પ્રણયરસદીક્ષા તડફતું
હતું જે સંતાપે જગત દુઃખિયું, ક્લિન્ન રડતું,
લઈ ગોદે ભર્યું હૃદયની હુંફ મહીં ને
વદ્યા "શાંતિ, વ્હાલા, રૂદન નહિ બુટ્ટી દુઃખતણી"
અને બુટ્ટી લેવા વન ઉપવનો ખુંદી વળિયા
તપશ્ચર્યા કીધી ગુરૂચરણ સેવ્યા, વ્યરથ સૌ

નિહાળી આત્મામાં કુંણુ સહું સંકેલી ઉતર્યો
મહા બુદ્ધ જીતી વિષય, લઇ બુટ્ટી નિકળિયા
પ્રબોધ્યા ધૈર્ય તે વિરલ સુખમંગો, જગતને
નીવાર્યું હીંસાથી; કુટીલ વ્યવહાર સરળતા
ઉગારી, સૃષ્ટિના અધકિહવિ ચૂસ્યા મુખથી
જગત આત્મૌપમ્યે ભરની બહતી ગંગા કરૂણા
પ્રભો તારા અંગો પ્રગટ બનતાં જે યુગયુગે
અહીંસા કેરો આ પ્રથમ પ્રગટ્યો મંત્ર જગતે

ઈશુ

મહા રૌદ્ર સ્વાર્થે જગત ગરક્યું તું ગલતણા
મદે ઘેલાં લોકો નિરબળ દરિદ્રી કચડતાં,
વિસારી હૈયાથી પ્રભુ, જગત સર્વસ્વ ગણતાં
પ્રતિ સ્થાને બાગ નરક લીલા જ પ્રગટી;
અહિં, તેવે ટાણે વચન વદતોમાર્દવભર્યાં,
દુબળાને દુઃખે સુખમિલન; દુઃખેજ કથતો,
દરિદ્રે ઉગાળી પ્રબળ વચને વૃક્ષ બળતા
અગેકુચ લઈ જગ પટ ધામો બાળ પ્રભુનો
ડગ્યો ઝુમ્મી તખ્તો બળમદભર્યાં તાજ ગરક્યા
નમેલો એ આત્મા પ્રબળ રિપુ દુર્દમ્ય બન્યો
ભભુક્યો ક્રોધાગ્નિ પ્રભુ વિમુખનો આજ અવધી
તહા તે હોમાઇ જગત દુઃખનો હોમ કરિયો
સહી ત્યાં જે શાંતિ સરિત બલિદાને ઉભરતી
કૃપાસ્થાને એની જગત ધખતું શીતળ થયું,

## ગાંધી

પટે પૃથ્વી કેરે ઉદય યુગ પામ્યા બળતણો
ભર્યાં વિદ્યુત, બાષ્પ, સ્થળ જળ મહીમાં જમજને
શિકારે ખેલ્યા ત્યાં મદભર જનો નિર્બળતણા
રમ્યાં ત્યાં ઉચ્ચેટા જન રૂધિર રંગ્યા ભવન કૈં,
ધરા ત્રાસી છાઇ મલિન દુઃખછાયા જગપટે
બન્યાં આંધી જીગર ધરતીના રૂદન સૌ,
વહેતી એ ધારા ખડક રણના કાતીલ પથે
પ્રગલ્ભા અંતે થૈ મુદિત સરલા વાચ પ્રગટી
હણોના પાપીને દ્વિગુણ બનશે પાપ જગનાં,
લડો પાપો સામે અડગ દિલના ગુપ્ત બળથી
પ્રભુ સાક્ષી ધારી હૃદયબળને, શાંતી મનડે
પ્રતીદ્વેષીકેરૂ હીત ચહી લડો, પાપ મટશે,
તે પ્રભો ! ભી વાચ્યાં જગપ્રણયનાં ભૂમી ઉદરે
ફળ્યાં આજે વૃક્ષો મરણપંથ શું પાપ મગતું !

સુંદરમ્

(૪)

# રડો ન મુજ મૃત્યુને

"રડો ન મુજ મૃત્યુને! હરખ માય આ છાતીમાં,
નરે! — કયમ તમે ય તો હરખતાં ન હૈયાં મહીં?
વીંધાયું ઉર તેથી કેવળ શું રક્તધારા છૂટી'
અને નહિ શું પ્રેમધાર ઊછળી અરે કે રડો?
હતું શું બલિદાન આ મુજ પવિત્ર પૂરું ન - કે?
અપૂરપ હિડી શું કે મુજઅક્ષમ્ય તેથી રડો?
તમે શું હરખાત જો ભય ધરી, ભજી ભીરુતા,
અવાક અસહાય હું હૃદયમાં રૂંધી સત્યને
ચર્યા કરત ભૂતલે? મરણથી છૂપ્યો સત્યને
ગળે વિરમ જે હતો 'કંઈક કાળ રમો! થયું
સુણો પ્રગટ સત્ય: વૈર પ્રતિ પ્રેમ, પ્રેમ ને પ્રેમજ!
હસે ઇશુ! હસે જુઓ ક્રકુતુ, સૌમ્ય ય તો હસે."
"અમે ન રડિયે પિતા, મરણ આપનું પાવન
કલંકમય દૈવ્યનું નિજ રડી રહ્યા જીવન."

—ઉમાશંકર જોષી

(૫)

# વિરાટની પૂર્ણ જ્યોતને.

તમે તપ ભરેલ હો! પુનિત ઓ નૃસિંહોત્તમ!
તમે તપ નિતારીને, નિતરતા રહ્યા ઉત્તમ!
તમે તપનતેજની, જ્વલંત જ્યોત રૂપે લચી,
દિગંત સુરલોકમાં, અવનિ અર્થ કેડી રચી!
તમે શીતમયંક શા પ્રખર તેજ માંહી લસ્યા!
જાણે ભુવન ભર્ગમાં, ઝળહળાવીને ઉલ્લાસ્યા!
કહો ઝડપ આટલી કયમ કરી અને ક્યાં ગયા?
કહો જગતપાર, કે ગગનપાર પ્હોંચી ગયા?
રે રે, આ જગ વામણું, તમતણી આભા ન માપી શકે!
ઊંચે વ્યોમ મહીં તમે વિચરતા, નીચે ધકેલાય એ!
ભાઇ ભાઇ પરે છરી ચલવતાં, લોહી ન વાણો ભરે!
આજ્ઞાને તમ લોપતાં મૂરખ એ, સંહાર ને નોતરે!
પોતાના અનુયાયીઓ તજી ગયા, ચાલ્યા તમે એકલ!
સૃષ્ટિના નિબિડાંધકાર મહીં હો સોનારના દીપક!
એ દીવડી મધુરી શત શત દલથી, પાંગરી પૂર્ણજ્યોત!
ગાંધી બાપુ! કર્યું ના તિમિર જડિત આ, ઊજળું પૃથ્વીપોત?
ઘેરાયાં ઘોર અભ્રો ત્રિભુવન નભપે. તે મહીં સર્વજ્યોત–

( ૬ )

## બાપુ તે બાપુ !

આજ મારે ગાવાં ગાંધીજીનાં ગીત !
હોજી મારે ગાવાં બાપુજીનાં ગીત !

કોન કહે બાપુ ચાલી ગયા એ વાત વદે વિપરીત !-
જેણે જીવનના મંત્ર ભણાવ્યા તે, મરી શકે રે શી રીત ?
હાં રે એ મરી શકે રે શી રીત ?–આજ૦

જીવનના જીતનાર યોગી અનોખા, મૃત્યુના લોગી અભીક ?
એવાને કાજ વહાલા મૃત્યુ મરંતુ, મૃત્યુના એ મહા મીત ?
હાં રે બન્યા મૃત્યુના એ મહા મીત–આજ૦

આંખોમાં બુદ્ધદેવ, હૃદયામાં રામજી, માનવતાનું એ નવનીત,
શ્વાસ-પ્રાણ જેના સત્ય અહિંસા, જીવન હા વિશ્વસંગીત,
હાં રે ધન્ય જીવન હા વિશ્વસંગીત-આજ

બાપુ બન્યા એક સૃષ્ટિ નિરાળી, દૈવી તત્ત્વોએ અંકિત,
પ્રગટીતી સોળ સોળ પૂરી કળાઓ, હૈયે ભરી ભરી પ્રીત,
હાં રે રાગ હૈયે ભરી ભરી પ્રીત–આજ

મસ્તક મૂકીને હરિ મારગ ઝાલ્યો ને, દુઃખિયાની વહાર કરી નીત,
માનવને પ્રેમપંથ ચીંધી ચીંધીને, ચેતાવ્યો આતમ દીપ,
હાં રે બાપુ ચેતાવ્યો આતમ દીપ–આજ

ઝંખ્યા એ રામરાજ્ય, ઝગ્યા વિરાટ બની, ઝેરના ઘૂંટડા પીધ,
સો સો વરસનું આવરણ ઉખેડ્યું, મુક્તિની મોહન–રીત,
હાં રે ભલી મુક્તિની મોહન–રીત–આજ૦

સત્ય અને પ્રેમની જ્યાં જ્યાં ઉપાસના, ત્યાં ત્યાં બાપુજી અહીંહ,
તીર્થોના તીર્થરાજ બાપુને પામી, પૃથ્વી બની આ પવિત્ર,
હાં રે રામ પૃથ્વી બની આ પવિત્ર-આજ૦

જેણે આ વીરને જન્મ દીધો તે જનનીનું ધન્ય જીવિત,
એવો એ પુણ્યશ્લોક બાપુની ભસ્મ વહી, ગંગા જમના યે પુનિત,
હાં રે મેયા ગંગા જમના યે પુનિત-આજ૦

ગાંધી વિચાર ને ગાંધી આચાર એ, જીવનની મંગળ રીત,
'ત્યાગીને ભોગવે' તેને મળે એ, ગીતાનું મોહન-ગીત,
હાં રે ભલું ગીતાનુ મોહન-ગીત-આજ૦

ગાયાં ગુણગાન તોય ઊણાં અધૂરાં, ગાંધીજી કેરાં આ ગીત,
' બાપુ તે બાપુ; એવા ન દૂજા ', સાચું એ એક જ ગીત
હાં રે એક સાચું એ એક જ ગીત-આજ

-શ્રીમનલાલ પ્રાણ ભટ્ટ.

(૭)

# વિશ્વવંદ્ય વિભૂતિને વંદના

[ રૂપક ]

**અખબાર નવીસ :**

જગજ્જ્યોતિ શમ્યો આજે કાલના શાંત સિંધુમાં.

**કવિ :**

શોકજડ ઉર શું વદે ? છે શબ્દના
વ્યક્ત કરવા વસુધા કેરી વેદના.
પુણ્ય ગયાં પરવારી મારાં પુણ્ય ગયાં પરવારી.
સાગર રડતો, સરિતા રડતી
રડતી દુનિયા સારી;
નવલાખ તારા નભમાં રડતા,
સૂની આભ અટારી.
પુણ્ય ગયાં પરવારી મારાં પુણ્ય ગયાં પરવારી.

**માનવતા :**

સ્ફીવની પંથ ધનાન્ધકારમાં
એ દિવ્ય શું દીપક જ્યોત આપની
સંસારના તાપ શમાવતી શું
સ્રોતસ્વિની કાલ સમુદ્ર માં શમી.
રે ! કોણ દુઃખાર્ત મનુષ્યનાં હવે
પ્રેમાર્દ્ર ચિત્તે દિલદર્દ પૂછશે.

અનાથ, દુઃખી, અસહાય, રોગીનાં
રે ! કોણ આંસુ અવિરામ લૂછશે.

કવિ :

નયન થકી તુજ નિર્મલ જ્યોત્સ્ના
નિશદિન અખંડ વહેતી.
આર્ષ વાણી તુજ ઋષિ મુનિઓના
શુભ સંદેશા કહેતી.
વિશ્વપ્રેમની ઉર્મિ તારે
ઉર સાગર ઉછળતી ;
પુણ્ય પરાક્રમ તવ સંભારી આજ ચિરાતી છાતી.

નેતા :

ઘુમરાતા વિપજ્વાલા જેવા
ઝંઝાવાતો જ્યારે
બુદ્ધિના દીવા બુઝાતા
લોક ભ્રમાના ત્યારે,
એક અવિચળ ધ્રુવ અમારો
અંતર દીવો તારો.

જ્ઞાની :

રાગદ્વેષાદિ જીત્યા તેં હોમ્યું જીવન યજ્ઞમાં
લક્ષણો સર્વ મેં દીઠા તારામાં સ્થિતપ્રજ્ઞના.

ઈતિહાસકાર :

થયા ઘણા વીર અને વિજેતા,
થયા ઘણા સાધુ, સુધારકો અહીં

તું તો મહાવીર મનોવિજેતા,
તારા સમી વિશ્વવિભૂતિ કો નહીં.
જીતી લીધું પ્રેમતણા પ્રભાવે
નિઃશસ્ત્ર હસ્તે જગ તેં સમસ્ત;
હે વિશ્વ સમ્રાટ! કદી ન થાશે
એ ઉચ્ચ ને ઉજ્જવલ સ્થાન અસ્ત.

**દેશબન્ધુઓ :**

સુષુપ્ત પ્રાણે નવી શક્તિ પ્રેરી,
વીરત્વના શીખવી વીર! મંત્ર,
ઉત્સાહ આશા ઉરમાં જગાડી,
કીધા મહાત્મા! અમને સ્વતંત્ર.

**ધર્મ :**

સર્વ ધર્મો તણા સાર શી તારી જિંદગી હતી,
વિશ્વ ધર્મ ફરી સ્થાપી સાધી તેં સમુન્નતિ,
દેહની આહુતિ દીધી હિંસાનો ઠારતાં દાવ,
ધર્માત્મા! કર્મયોગી તું ગણાશે દેવ માનવ.

અનુભવતી શીતળતા મીઠી
જલતા દવમાં જલની
ક્ષિતિજ પર કાલાતીત જો !
દૃષ્ટિ તારી હે દૃષ્ટા !
ત્યાગમૂર્તિ! તપોધન! યોગી!
ગાંધી! તું યુગ સ્રષ્ટા!

બાળકો :

બાપુ તમે સરળ બાળક શા સ્વભાવે,

તરુણો :

ઉત્સાહમાં અડગ જોધ જુવાન જેવા

વૃદ્ધો :

વાર્ધક્યની વિમલ શાંતિ પ્રસન્નચિત્તે,
આયુષ્યની પ્રતિપળે કરી લોકસેવા.

સ્ત્રી :

અમારાં અશ્રુઓ લૂછી જગાડી નવચેતના,
સ્રીશક્તિ બની એ તો પિતા, છે તવ પ્રેરણા.

હરિજનો :

તારણહાર અમારો રે! તેં હડધૂતને ઉદ્ધાર્યો,
ઉંચનીચના ભૂંડા ભેદો નાંખ્યા સર્વ ઉથાપી;
જુગજુગનાં બંધન સૌ કાપી જગમાં સમતા સ્થાપી.
અમને તે તો તાર્યા.
હરિજન મોટા! તેં તો કીધી મેલ બધાની હોળી;
ધરમતણા લાંછન પોવા તેં કાયા ત્રાજવડે તોળીઃ
દેવોના દ્વાર ઉઘાડયાં.

ભારત માતા :

પડી હતી પરતંત્ર દશામાં શતકોથી પિડાતી;
સર્વ ગુમાવી સંપદ મારી અંધારે અથડાતી,
તું આવ્યો વહારે દોડી,
દીધાં બંધન મારાં તોડી,

ફિલસુફ :

માર્ગ ભૂલી માનવતા દેખી અટવાતી અંધારે,
સત્પથ શિવ સુંદર દાખવવા પ્રેમતણો સંસારે,
પ્રગટી પુણ્ય સ્વરૂપ પનોતી,
એ તો જળહળ અવિચળ જ્યોતિ.

લાખ લાખ દીવા પ્રગટાવી અંધ તમિસ્રા ટાળી,
જુગ જુગનાં પાતકનાં દીધાં જાળાં જટિલ પ્રજાળી,
જગમાં જલશે જ્યોતિ અનસ્ત,
નથી સૂરજ થાતો અસ્ત.

—અમીદાસ કાણકિયા.

(૮)

## ભલે આંસુ સાર્યાં :

ભલે આંસુ સાર્યાં :
જગત ભરનો માનવમોણ
જતાં, હૈયું જો આ નયનજલમાં વહી જાય તો
અજુકતું વા એ છે.
પરંતુ એ આંસુ મરદમન કરે બળ થકી
હશે જો સાર્યા તો,
જરૂર ધરતી આ પલટશે,
અને જેવું તેણે,
નિજ જીવન કેરી પળપળે,
અને મૃત્યુ ટાણે,

હતું કલ્પયુ તેવું
ધરણી નિજ આ રૂપ ધરશે.
ધખેલી, સૂકી ને નીરખી ધરતી નિરસ બની,
અષાઢી આંખેથી જલ વહી જતાં ને પલટતાં
પલાળી પૃથ્વીને; નયનજલમાં આપણ હશે
અષાઢી શકિત એ નયનજલ તો વા જલ રહે,
બની જોયે સ્રષ્ટા
હમેશાં ઝખી' તી
હમેશાં માગી' તી
રચી એવી પૃથ્વી
ચરણમહીં પિતાના ધરી દિયે

—પ્રહલાદ પારેખ.

(૯)

## છેલ્લી સલામ

[ મહાત્મા ગાંધીજીના પહેલા અન્નશનના સમાચાર વખતે ]

સો સો રે સલામું મારા ભાંડુડાને કે'જેરે,
આઝેરા જુહાર જગને દેજો હો જી !
મળાયુ ન તેને સહુને માફામાફ કે'જો ને
રૂદિયામાં રાખી અમને રે'જો હો જી.
ટીપે ટીપે શોણિત મારા તોળી તોળી આપુ તોયે,
પૂરાં જેના પ્રાછત કદિ યે જડશે ન જી,
એવા પાપદાવાનલમાં જલે છે જનેતા મારી,
દિલડાંના ડુંગર સળગ્યા-ઠરશે ન જી !
—સો સો રે સલામું૦

કીધાં ખાખ ખાંડવવનને પાંડુ તણા પુત્રે તે દિ'
નિરદોષી નાગાં લાખો ભુંજાણા મો જી,
આદુના નિવાસી એ તો આરે આર્ય ભોમ કેરાં,
પૂર્વજ મારાને પાપે ઓરાણાં હો જી,
—સો સો રે સલામું૦

રઘુપતી રામ મારો રુદાનો વિસામો—એણે
ઋષિઓને વચને ખાધેલ ખોટયુ હો જી,
પ્રભુનામ ભજતો એણે પારધી સંહારિયોરે,
એનું ઘોર પાતક આજે ઉમટયું હો જી!
—સો સો રે સલામું૦

છેપાં, બાળ્યાં, ગારદ કીધાં-પૃથ્વીના પેટમાં ને
અસૂરો કહીને કાઢયાં વનવાસી જી,
જીવતાંને કાજે જુદી નરકું અંધાવિયું ને
સદાનાં નરાધમ રાખ્યા દાસીદાસ જી—
—સો સો રે સલામું૦

સમર્થોની ર ના સંતો, ધુતારાની ધૂતણબાજી,
કાં ા ગુરુની કૈં કૈં કરામાત જી;
એની તો વણ. બીંગી ધરમધજાઓ ને
બાંડુ ઠેરે ને રંગી ભલી ભાત જી—
—સો સો રે સલામું૦

એવી એવી બડીઓ મારાં પહાડરો ગીલતાં તે,
ધરમધજા ઠેરે ઠ્યા સંચાણા હો જી.

રુદ્દામાં શમાવી સરવે રુદનપિયાલા વાલાં,
હરિ કેરા રથના હેઠળ પિલાણાં હો જી.
રથના સારથિડા સુણજો સાધુ ને ગુંસાઇ સરવે !
કડાકા કરે છે રથની ધરીઓ હો જી.
જુંવો જુંવો જુગનો ભૈરવ ઉભો વાટ ખાલી આજે,
ભીતર તો નિહાળો, હરિ કયાં પળિયો હો જી.
—સો સો રે સલામું૦
જુગનો મહારાજા આજે મહાકાળ જાગિયો ને
ધરમ કેરા ધારણ કાંટા માંડે હો જી.
સતને ત્રાજવડે મારા કલેજાં ચડાવિયા મેં,
શીશ તો નમાવ્યું શાસનદંડે હો જી
—સો સો રે સલામું૦
હરિ કેરા તેડાં અમને—આપી છે વધામણી રે,
દલિતોને ઉત્સવ હાકલ પડી છે હો જી.
હસતા મુખડાની અમને વિદાયું દિયાં રે વહાલાં !
રખે કોઇ રોકે નયણાં રડીને હો જી.
—સો સો રે સલામું૦

૨૧. શ્રી ઝવેરચંદ મેઘાણી.

(૧૦)

## મૃત્યુંષ્ટ !

મળ્યો જ્યાં મોત ગાવાને મૃત્યુ જેવો મહાકવિ
અરે હું કોણ ગાનારો યશોગાથા સમી રવિ ?
આવ્યું લેવા તને મૃત્યુ તારા આત્માણુના થયા,
અસંખ્ય પરમાણુઓ સર્વત્ર પ્રસરી રહ્યા,
વસ્યા આત્મકણો તારા હૈયે હૈયે જનોતણા
જગાવે કોટિ કંઠે તે આકાળ જયઘોષણા.
બુઝાતા આત્મજ્યોતિથી જાગી કોટિ શિખા જગે
એને નિષ્પ્રાણુ હૈયામાં ઘેર્યાં અંધાર ગાઢ જે-
સહસા ઝબકી ઊઠયા અનેરા તેજ-ચેતને,
ગોઝારા મૃત્યુના સ્પર્શે પેટાવ્યો રાષ્ટ્ર પ્રાણને,
એક એ આત્મની જ્યોતિ સંસારે પ્રગટી ઉઠી
રેલતી શાશ્વત જ્યોતિ દીપમાલા વિરાટ શી !
દિશાઓ ઢૂંઢતું મૃત્યુ, આત્માણુ નવ સાંપડયો।
અપાર પરમાણુથી અણુ એક ન થૈ શકયો.
અજેય મૃત્યુ થૈ થાકયું, હાર્યું, સ્તબ્ધ બની ઉભું
મુકત કંઠે વદ્યું, "તારે હાથે પામ્યું પરાજય !
બુદ્ધને ઈશુને હાથે હાર મારી થઇ હતી,
મસ્તા જીંદગાની ની પ્રતીતિ આજ તો થતી :
વીરશ્રીને વિજેતા હે ! તારી ગાવી સદા જગે"!
ખાલી હાથે ઢળ્યું મૃત્યુ મૃત્યુંજય તણે પગે.

—રમણ ન. વકીલ

(૬૧)

# અમર બાપુને

(મુક્ત સગ્ધિણી)

હે મહા માનવી!
તેજ વાયુ જલે અંશ તારાં ગયાં,
મિટ્ટીમાં મિટ્ટીરૂપે જઇ તે મળ્યાં;
શેષ સ્મરણમાં તત્ત્વ તારા રહ્યાં,
તે ય શું કાળચક્રે જવાનાં વહ્યાં?
રાજ કુળી ગયાં, રાજવી કંઇ ગયાં,
નામ નિશાન તેના ન વિશ્વે રહ્યાં
કીર્તિનાં કોટડાં જે અવિચળ કહ્યાં
તે ય કાળપ્રહારે ધરા—શું મળ્યાં.
જ્ઞાનનાં તેજ તે મૃત્યુ–અંધાર–ઓળે વિલાઇ ગયાં;
શક્તિના પુંજના શેષ અવશેષ શોધ્યા ન વિશ્વે મળ્યાં;
કો મહા રેંટની ચક્રની ચાલવામાં બધા જાય કાળે દળાઇ રહ્યાં;
જે સહ્યા ન જાય તે વિષમ વિસ્મૃતિ ઝેર વિશ્વે સહ્યાં;
હે મહા માનવી!
તારાં કિંતુ જે હૃદયનાં તત્ત્વ અન્ય સૌ હૃદય સાથે જડાઇ રહ્યાં,
સ્નેહમાં સ્નેહ ને સત્યમાં સત્ય જનવૃંદમાં જેવા ગુંથાઇ ગયા;
જ્યાં સુધી માનવો શેષ છે વિશ્વમાં
જ્યાં સુધી ઇશ્વરી અંશ છે દેહમાં
જ્યાં સુધી કાળના ચક્ર છો ચાલતાં,
મ્હાલતાં માનવીને દળી છો રહ્યાં,
જ્યોતથી જ્યોત પેટાવતી ભાળીતે
તુજ અનસ્ત પ્રભાની સુધા ન્યાળીને તને પૂજતાના અમર ઓળિયા!

—'સ્નેહ'

( ૧૨ )

# મહાત્મા ગાંધીજીને શ્રધાંજલિ.

## [ અનુષ્ટુપ ]

( મહાત્મા ગાંધીજીના પ્રયોદશાને દિને તા ૧૨-૨-૧૯૪૮ ને દિવસે રચાયલું અને તેજ દિવસે વડોદરા રેડીયો સ્ટેશન ઉપરથી બ્રોડકાસ્ટ થયેલું કાવ્ય. )

હાથની લેખિની ધ્રુજે અંજલિ આપતાં ત્હને,
અને હૈયુ દ્રવે કહેતાં, અંજલિ શાશ્વતી ત્હને. ૨
અહિંસા, સત્યની વાતો હવે કો નથી,
રાષ્ટ્રની એકતા કાજે હવે રોનાર કો નથી, ૨
રાષ્ટ્રનો પ્રેરણાદાતા અને પૂજારી સત્યનો
તું જતાં આજ આ ભોમે અમારો સૂર્ય આથમ્યો. ૩
સૂતેલા ભારતે ત્હે તો, જગાવી રાષ્ટ્ર ચેતના,
અને પ્રત્યેક હૈયાને દીધી સ્વાતંત્ર્ય પ્રેરણા ૪
અનેકાનેક વર્ષોની ગુલામી શૃંખલા વડે,
જડેલા હિન્દની હારે તોડવી શૃંખલા હતી ૫
અને એ કાજ આરંભ્યો યજ્ઞ ત્હે બલિદાનનો
જીતવા આસુરી તત્વો દર્શાવ્યો માર્ગ સ્નેહનો. ૬
આસુરી તત્વની સ્હામે આસુરી બલ ના ઘટે,
હિંસા કેરો પ્રતિકાર હિંસાથી ના થઇ શકે. ૭
આસુરી બલની સ્હામે દૈવી તત્વોજ ફાવતા,
શીખાવી અમને એવુ પ્રમાણ્યુ રણક્ષેત્રમાં ૮

અને સિદ્ધિ કરી એવી, નાદીઠી, નવ સાંભળી;
વિના શસ્ત્રો, વિના અસ્ત્રો લાધી સ્વાતંત્ર્યની ઘડી. ૯

થતાં એ કાર્યની સિદ્ધિ અને કૈં હર્ષ પામતાં,
હર્ષની અવધિ રે! રે! શોકમાં પલટી ગઈ. ૧૦

જાણે સ્વાતંત્ર્યનો સૂર્ય આજ શું આથમી ગયો,!
રાષ્ટ્રનો પ્રાણને સાચો વિધાતા દેશનો ગયો. ૧૧

કહેલું પ્રભુએ પોતે! "વિભૂતિયુક્ત સત્ય જ્યાં,
ત્યાં ત્યાં અંશ હશે મ્હારો અને મ્હારૂં જતત્વ ત્યાં" ૧૨

દીઠી એ પ્રતિભ, તુંમાં, સત્ય ને શાન્તિપૂજક!
લુપ્ત એ ભવ્યતા આજે જતાં તું પ્રેમપૂજક! ૧૩

સત્યના એ પૂજારી! તું સત્યના લોકમાં ગયો,
નથી હિંસા, નથી શસ્ત્ર! એવો તું લોકમાં ગયો. ૧૪

સત્ય ને સ્નેહની મૂર્તિ, સંતની પ્રતિભા અને
રાષ્ટ્રની દાઝ ને ઊંડી માનવતા હૃદયે હતી. ૧૫

રાષ્ટ્ર ઉધ્ધારવા કાજે, દેવે માનવતા ધરી
અને કાર્ય થતાં પૂરૂં વિભૂતિ સ્વર્ગ સંચરી. ૧૬

જીવ્યો તું દેશને કાજે છેક અન્તિમતા સુધી
અને એ દેશને કાજે સ્વીકારી મૃત્યુની ઘડી. ૧૭

ધન્ય છે તુજ જીવ્યું ને ધન્ય મૃત્યુ બની ગયું.
દિવ્ય લોકતણું જ્યોતિ દિવ્ય લોકે ભળીગયું ૧૮

અધુરાં અમ હૈયાં તો હજુ છેક અપાત્ર છે,
હિંમતા પામવી બાકી; હજુતો અંધકાર છે ૧૯

છતાં ત્હેં જે શીખાવ્યું, તે ચેતન-પ્રેરણા ભર્યું
રહેશે પ્રેરણાદાતા ઘણું છે ઘણું એટલું. ૨૦
નથી યોગ્ય હજુ હૈયાં અંજલિ આપવા ત્હને,
છતાં હૈયું દ્રવે તેથી અંજલિ સ્નેહની ત્હને. ૨૧
પામજે શાશ્વતી શાન્તિ શાન્તિ શાશ્વત પામજે.
દુઃખથી ભગ્ન હૈયાની અંજલિ આ સ્વીકારજે. ૨૨
અંજલિ અમ હૈયાની અશ્રુથી, સ્નેહની ભરી,
નથી પૂર્ણ શક્યો આપી તથાપિ તું સ્વીકારી. ૨૩

—યોગીન્દ્ર જ. ત્રિપાઠી

( ૬૩ )

## થંભો હવે !

બહુ થયું !
થંભો હવે નિષ્ફળ અશ્રુધારાં,
નિસ્તેજ આ-લોચનના કિનારા
ભિંજાવીને સાધવું શું હવે છે?
અન્ધારી સુષુપ્તિતણી કન્દરામાં
યુગો થકી અડવડતા મનુષ્યને
કેડી પરમ સત્યની ચીંધવાને
એકેક જેણે પળ આયુ કેરી
ને જિંદગીની કણીએ કણીને
જલાવીને જાતની જ્યોત પાથરી,
તે દીપ માનવ્ય તણો અચિન્ત્યો,
ને આમ, આવી રીત, શાન્ત થાતાં

ક્યાંથી કહો ધારવી ઉર સાતા !
એને હતું મંગલ સ્વપ્ન એક :
પાપો તણાં સૃષ્ટિપુરાણુ થાણાં
ઉખેડીને આ કલુની ધરામાં
પુણ્યો તણું નંદન નવ્ય રોપવું....
ને કંસ ને રાવણ આદિ સૌએ
જેની કને સૌમ્ય હતાં દીસન્તા
એવાં મહાભીષણ આસુરી બળો
સામે હતાં, લ્હોય, સદાય એણે
આયુષ્યના આદિમ પ્હોરથી તે
છેલ્લી ક્ષણો સુધી અદમ્ય તે જે
ઝઝયા કર્યું ....સ્વપ્નની સિદ્ધિ અર્થે
ને હાય જ્યારે,—એ સાધનાના
દ્વારે ઉષાના કિરણો ગુલાબી
બાંધી રહ્યા'તા જય તોરણોને
ઊગી રહેલી શુભ કેરી મંગલા
નાન્દી તણા બાજી રહ્યા હતા સૂરો....
ત્યાં થંભો પરંતુ મુજ અશ્રુ હાવા
નિસ્તેજ કર્યું રૂપે ન કામાં
દૌર્બલ્યની [illegible] ચડાવતાં....
જો, એ તપસ્યા—દુબળાં શરીરને
ત્યાગી ઉભા યોગી તમારી સામે
ઉચ્ચારતા અમૃત—ધાર વાણી :
" લે ચાલ, અશ્રુ લૂછીને સવેળા—

મેં આદરેલો હજુ બાકી જંગ,
પૂરો કરી એહનું રાખ રંગ
કોને રડે, જો અહીં આ રહ્યો હું
પહેલાં હતો તેમજ તારી સંગ!
જાણે તું, જગમાં સત ને અહિંસા
સંસ્થાપવા કાજ અનેક વાર
હૈયે ભરી વજ્ર, ધરો મુખે સ્મિત,
મેં ગટગટાવ્યા વખના કટોર....
ને તું....નિહાળી મુજ ખોળિયાને
ભૂમિ ઢળેલું....ઢળી આમ જાયે
તો સાધના મારી શું વ્યર્થ એ બધી!
ના, ના, મને અશ્રુની સસ્તી અંજલિ
આપી રખે છેતરતો તું આત્મને!
હું તો ચહું જીવનવીર એવા
લાખો, કરોડો, લૂછી અશ્રુને જે
હૈયે ધરી ધૈર્ય ધરિત્રી કેરૂં
ને શેષ કેરી સજીને સહિષ્ણુતા
સીંચી સીંચી શોણિત શુદ્ધ કરવા
મેં આદરેલા યજ્ઞ કેરી
પૂર્ણાહુતિ પ્રાણુ ણુજ સાવ”
તેથી હવે નિષ્ફળ અશ્રુ મારા,
થંભો સમો ઓઢુસકા તમે સૌ
ને વેદનાને ઉરમા વહીને
ચાલો હવે આત્મરામ મારા
(કરસનદાસ માણેક)

( ૧૪ )

# ફૂલ – વિસર્જન.

રાષ્ટ્રધ્વજો ફરકતી જુહુનીર નૌકા
સંચી સમૃધ્ધિ કંઇ અંતર ઊપડંતી
હૈયે કશી છલક ? શાવળી મૌનભાર ?
આંખો અસંખ્ય બનતી ત્યહિં બુધ્ધતાર.
ખૂંચી જતી જ અમ અંતર સત્વ જાણે !
એ ભસ્મપાત્ર મહિં ભારત સર્વસાર.
ઓ તીર્થરૂપ ! તમ ભસ્મ ? વિચારતાં યે
ઉત્કંપ અંતર વિશે અણુંકલ્પ્ય વ્યાપે!
દેહાન્ત વાત બહુ વાર વિચારી વાંચી
ને અંતર દર્શન છબી ભરઆંખ સાંચી.
હૈયે ન તોયેં ન તમે ની પ્રતીતિ થાતી.
આજે પ્રયાગ સૂચિ સંગમના સુતીરે.
બીજાં અનેક વળી ભારતભોમ તીર્થે
જો આ અમે અહિંય સાગર સર્વતીર્થે
ઓ તીર્થરાજ તમ ફૂલ વીસર્જવાના ;
તીર્થોદક કર્યું સહાય સ્વયં પવિત્ર,
ને અગ્નિ પે સકલ શોધન આપ શુધ્ધ
ગંગા તમારી પણ જીવનની અનેરી,
જાતે વિશુધ્ધજ, પ્રબુધ્ધ પિતા. વહેતી !
પિતા ઓ રાષ્ટ્રના ભવ્ય ! નવ્ય દ્રષ્ટા જગદ્ગુરો !
વિસર્જીને ફૂલતીર્થ જીવને નવસર્જિયે.

—સુન્દરજી. ગો. બેટાઈ.

(૧૫)

# અપૂર્વ માનવી.

સૃષ્ટિનું મત્ત્વ મધુર સાંભરી, શ્રીકૃષ્ણ, ઈશુ, બુદ્ધની પ્રભાભરી,
પ્રજાપતિએ દીધ પૂર્ણ તત્ત્વનો મનુકુળે એક અપૂર્વ માનવી.
એ માનવી ગાંધીરૂપે પ્રકાશ્યો, ભૂલ્યાં જનોને સતપંથ દાખતો;
યુગે યુગે સર્જન કૈં નવું થતું, ને પાપ ને પુણ્યનું યુદ્ધ જામતું.
સંહારવા પાપ, અસત્ય, હિંસા જ્વાલામુખી જગમાં ઘૂમી રહ્યો;
ને શાંતિકાજે મથતાં અહો ! એ ધિક્કારનાં ઝેર અખૂટ પી રહ્યો.
શોણિત ભૂખ્યા નરરાક્ષસોમાં એ પ્રેમસુધા સીંચતો ફરી રહ્યો;
"લઢો ન ભાઇ, સહુ ભાઇ થૈ રહો" એવું કહી માનવતા ભીખી રહ્યો.
"લઢો ના, મારો ના," કહેતો શાંતિ-સંદેશ બોધતો,
અહિંસાનો ફિરસ્તો એ રોમ રોમ બળી રહ્યો.
દ્વેષ-વેરની આગે જો ગાંધીની આહુતિ થશે,
પૃથ્વીના પટ પરથી તો માનવતા યે મરી જશે.

—શ્રી જ્યોત્સ્ના શુક્લ

( ૧૬ )

# દાંડી તટે.

( સોનેટ )

વળાવ્યાં બાપુના ફૂલ સકલ આ સિંધુ જલમાં
અમે પાછા આવ્યા તટ ઉપર, હાવાં પરમ એ
મહાત્માનું, આવા અતિપુરુષકેરા શરીરનું
રહ્યું ના એકકેય પૃથિવી ઉપર ચિહ્ન મનુજે
હણી નાખ્યું, આગે ભસમ કરી નાખ્યું ઉદધિએ
દીધા લોપી એનાં અગનખચિયા શેષ કુસુમ
અહો ! જેણે આવા પ્રબલતમ પ્રેમે પૃથિવીને
હતી ચાહી છેલ્લા દમ લગી, જવું આમ સહજ !

વિલોપી બાપુનાં સમદર સસુંહાર ઉરનાં
ફૂલો ને ( સિંધુ નું મિલન થયું સિંધુ અવરથી )
ચઢયાં પાણી બાપુ હૃદય પ્રીત જુવાળ સરખા.
મળ્યાં ત્રિનીઃ સીમો નભજલધિ ને બાપુ જલમાં
વળાવી બાપુનાં ફૂલ સકલ પાછા તટ ફર્યા,
ચઢયા ત્યાં બાપુથી વિહીન તટપે અશ્રુ ઉભરા.

—શ્રી ઉપનમ

( ૧૭ )

## તારો ચમત્કાર.

( ' ધીતિઓ ' )

હત્યા તમારી સુણીને, મહાત્મન્,
ગળે ન આંસૂ, નવ થાય શોક !
ખૂની વિષે ક્રોધ ચઢે ન કેમ ?
સ્થમી જતા ભાવ જ કેમ માનુષ ?
હિંસાથકી તેં બહુને ઉગાર્યાં,
હિંસાથકી દેહ હણાય તારો !
આમાં હશે શું કંઇ ભેદ ગૂઢ ?
કસાય ના, સ્તબ્ધ જ ચિત્ત શૂન્ય !
પરંપરા પાપતણી, પ્રવર્તે,
હતી તહીં સાંકળ એક પુણ્યની,
તોડી, કરી પાપ પરંપરાને
પૂરી ખૂની તેં કરીએ શુ ક્રોધ !
ચલાવવા રાજ્ય મુસદ્દીવર્ગે
ભેદોમહીં ઘર કરી મોટમોટા,
મતા હતા એક, કીધા જ બે તે
ખૂની ખરા એ ! નહિં આ બિચારો !
કરો ! કરો ક્રોધ, હણાય પાપ જો !
કરો કરો શોક, પમાય આનંદ !
રડો રડો પાપ જ જો, ડરે તો !

મિથ્યા વિલાસો કરશો ના અશ્રુના !
ખૂની બિચારો ! બહુ ભાન ભુલ્યો
હણાય જે ના હણવા ગયો તેં.
હતો તને દેહ કદાપિ આત્મન્
હણાય જે હિંસક હાથથી કદી ?
હતું ખરૂં સાધન આત્મવીર્યનું
તે સાધ્યું તું જતને કરી તેં
પ્રકાશવા આત્મનની અહિંસા,
ગમ્યું ન તે તામસ જંતુ જે અમે !
શ્રદ્ધા તમારી, પ્રભુનીજ ઇચ્છા
વિના બને ના કંઇ દેહ મૂક્યો
પ્રકાશવા સત્ય સમર્થ રૂપે
વિસ્તારવા પ્રેમ અવિઘ્ન રીતે !
દેહાન્ત તારો સુણીને, મહાત્મન,
ગળે ન આંસૂં, નવ થાય શોક !
ખૂની વિષે ક્રોધ થતો કાંઈ !
તારો ચમત્કાર હશે ' મહાત્મન.

—શ્રી મૂશિકાર

( ૧૮ )

# ગાંધીજીને.

દાહભરી આંખો માતાની,
તેનું તું આંસુ ટપક્યું,
બળી રહ્યું અંતરમાં કિન્તુ,
સૌ પાસે મીઠું મલક્યું,
મૈયાના ઓ ગાંધી વીર
અર્પું છું હૈયાના હીર !

ભારતના દુઃખે દુભાઈ,
કુદરતની કરૂણા ઉતરી,
સંસ્કૃતિને સ્વાતંત્ર પ્રભરીને.
ભારતને અંગે પમરી.
વંદન ઓ કુદરત સંદેશો,
ધન્ય થયો તું ભારત દેશ !

—શ્રી કુંજલાલ શ્રોફ્રાણી

## ( ૧૯ )

# ભીખ.

મારે, હતાં સાધન પિંડ કેરાં,
એણે થયું તે સઘળું સમાલ્યું ;
થાકી ન કાયા, પણ લોક થાકયા,
હિંસા તણા તાંડવખેલ જાગ્યા.
મારી દિશા શૂન્ય બની બધેથી
વાણી બની વ્યર્થ સરી મુખેથી
એ પિંડના સર્વ પ્રયોગ ખૂટયા
ત્યાં બંધુ આવ્યો; સહુ તંગ તૂટયા
હું નામ ને રૂપ ફગાવી આવ્યો,
દિશા અને કાળ વશાવી આવ્યો,
આજે મહાકાલ સ્વયં બન્યો હું,
પામ્યો તદાકાર દિગાત્મ સાથે.
કસ્તુરની સૌરભ તે બન્યો હું
અને મહાદેવ તણી સુભકિત
રવીન્દ્રનો ગુંજનમર્મ હું છું
ને ગોખલે ગૌરવરૂપ હું છું.
દૈગંબરી ધૂન રઘુપતિની
તેમાં બની પડ્જ વહી રહું છું
ખરે તણી સાત્વિક પ્રાર્થનામાં
હું હૈમનો ભાવ બની રહું છું.
નાચી રહ્યાતા નરસિંહ સાથે

જે ભક્ત લેઈ કરતાલ હાથે
તે સર્વના તાલ હજી ય બાજે
અચૂક તેની અંત હું બન્યો છું.
સુગીપમાં પંચનદી પ્રદેશે
નિર્દોષનાં જીવન જે હણાયાં
જીજીવિષા તેમની હું થયો છું
નવોદરે જન્મ રટી રહ્યો છું. ૨
'હું બધે છુ, નથી નષ્ટ હું છું;
પ્રી છો મને તો નજદીક હું છું.'
ઉભો રહું ધીરજથી અહીંઠે
હરેક દ્વારે, ખુલશે કરી ને;
શ્રદ્ધા મને હાન થશે ન આડા
ઝીણો દરું અંતર સાફ જ્યારે;
કે ચિત્ત ચાળા કરશે ન તર્કે
સ્ફુટ બની નિર્ભ્રમ સત્ય જ્યારે. ૩ -
[illegible] [illegible] [illegible]
સમર્થ હિંસાપ્રતિકારની વીણા,
ખુટાડવા કાલીય કાળકુટો -
ઘરેઘરે વૈરનવપિંડ રૈશો?
પુણ્યાહુતિએ દૃઢસંયમોની
હિરણ્યગર્ભે અવતાર નોંધ્યા
હું ખંડખંડે વિચરી ફરીને
સર્વોદયસ્થાપન કાજ આવ્યું. -૪

—પ્રીતમલાલ મજમુદાર

(૨૦)

## ગુનેગાર ગાંધી.

તારી સામે અસુરોની ફોજ ચડી,
કારાગારની કાળી દિવાલ ખડી,
ખણકી રહી સાંકળો લોહઘડી;
બની નિર્ભય તોયે વીરા! તેં તો એ દહલે સૂતા સંસારને સાદ કર્યો,
એણે હિંમતની હદ રાખી નહિ તેથી ગાંધી આજે ગુનેગાર ઠર્યો. ૧

થાકયા માનવીમાં ફરી પ્રાણ ભરે,
ગામેગામ અને નગરે નગરે,
તારો સાદ ગયો હૃદયે હૃદયે.
તારો નાદ સૂણી મારો જાગિયો દેશ વિરાટ નવી નવી આશા ભર્યો,
એણે જીવ જીવાડી અનેક તણી તેથી ગાંધી આજે ગુનેગાર ઠર્યો. ૨

એ તો પીધાં હળાહળ ઝેર હસી;
ભલા હિંદના ભાગ્ય અનેક વસી,
તો યે નેનમાં અમૃતજ્યોત વસી,
વળી સંસારમાં ક્રૂર માનવીઓએ કાદવી ગેહનાએ પીરસી,
તારો કંજ ગુનો પ્રિય! વ્હાલપના તોય મેહુલિયા તું રહ્યો વરસી. ૩

સારા આલમમાં જેનું કોઇ નથી,
એવો દીન પતિત તણો તું પતિ,
અગતિક તણી એક તુજ ગતિ,
કોટિકોટિ મનુજોના અંતરને તુંમાં સામી મળી ગયો સ્નેહ ભર્યો,
દુખજે દુઃખિયાં કેરાં દિલ ઠર્યાં તેણે ગાંધી આજે ગુનેગાર ઠર્યો, ૪

ચારે પાસ અન્યાયની આગ બળે,
તેમાં લાખમ લાખ ફૂલો પ્રજળે,
પ્રજા કારમી વેદનાથી કકળે.

ત્યારે સ્વાથી ઓની જમાત આ કોરટો વાંઝો રહી નિજ રોષ ભર્યા,
તુંથી ક્રંદન એ નવ જાય સહ્યાં–તેથી ગાંધી આજે ગુનેગાર કર્યા. ૫

તારે હૈયે ઊંડાણ તો આભ સમાં,
તા ! પ્રાણ પ્રકાશના સાગરમા
ચમકે નવભાગ્ય મનુ કુલનાં.

પ્રિયા ! તારા અમોઘ તપોબળથી મટી અલ્પ તું આજ વિરાટ થયો,
નાનાં માનવીથી સમજાય નહિ તેથી ગાંધી મહા ગુનેગાર ઠ[illegible] ૬

પ્રભુપુત્ર ઇસુ વધસ્થંભ ચડયા
આડે કાળ તણા પડદા પડિયા,
ઇતિહાસે ફરી એજ ઘાટ ઘડયા.

ગોરી માનવી અંતરે ઝેર ભરી, આંખો લાલ કરી ઇન્સાફ કરે,
મને હાય ! જરાય નવાઈ નથી મારો ગાંધી એમાં ગુનેગા ઠરે ૭

ટીપ :—ગાંધીજી આગાખાન મહેલમાં કેદ હતા ત્યારે સરકારે હિંસાના કૃત્યો માટે ગાંધીજીને જવાબદાર ઠરાવવા સર રેટનહામ પાસે પુસ્તિકા તૈયાર કરાવી તે પ્રસંગે.

—નાથાલાલ દવે

( ૨૧ )

## અવતાર.

ઘોર ઘુઘુવટા વાયુ વાયે,
વાદળ જુથે વ્યોમ છવાયે,
ગાજવીજ ને ભડકા થાયે,
વરસે ધગધગતા અંગાર !
તોફાને પર્વત સૌ ડોલે,
થરથરતુ જગ આંખ ન ખોલે,
માનવચિત્ત ચઢયા ચગડોળે,
ગર્જન કોણ કરે ભયકાર !
આવે મૃત્યુગીત ગજાવી
- નવ અવતાર ! નવ અવતાર !
વિરાટ પગલે જગ ધ્રૂજાવી
નવ અવતાર ! નવ અવતાર !
આવે મૃત્યુગીત ગજાવી
વિરાટ પગલે જગ ધ્રૂજાવી
પાપતણી દુનિયા ડોલાવી
રુદ્ર તણો એ નવ અવતાર !
શ્વાસે શ્વાસે જગ સળગાવી
જુગ જુગ કેરી નીંદ ઉડાડી,
નિષ્ઠુર સહુ હૈયા કમ્પાવી,
ઘુમે અહીં એ નવહથિયા !
ગીતા કેરા મંત્ર ભણીને,

પમરે પ લે તિમિર હણીને
ભીરૂતાની ઘોર ખણીને
કમ્પાવે આત્માના તાર!
જયઘોડે બેસીને આવે
કામે કને શંખ ફૂંકાવે
તાંડવથી જગને કમ્પાવે
આજે એ દૈવી અવતાર!
દુર્બળતા સહુ નષ્ટ જ કરતો
[illegible] પોખાઓ સંહરતો
રગ રગ નવચેતનથી ભરતો
આવે કરતો જગ હુંકાર!
છિન્ન ભિન્ન બંધો સૌ કરતો
નિર્ભયતા ઉર ઉરમાં ભરતો
સ્વતંત્રતાના મંત્ર જપતો
કરે વિશ્વમાં નવ ચમકાર!
ઝંઝાવાતે વિશ્વ જગાડે—
નવ અવતાર! નવ અવતાર!
ઘન ગર્જન કરી મોહ ભગાડે
નવ અવતાર! નવ અવતાર!
સ્નેહભર્યો એ નવ અવતાર!

ઝંઝાવાતે વિશ્વ જગાડે,
ઘન ગર્જત કરી મોહ ભગાડે,
ઉરઉરમાં નવ જ્યોતિ ઝગાવે,
કરે સદ્ય એ જગ-ઉદ્ધાર !
સૃષ્ટિ નવી એ રચતો આજે,
સ્નેહગીત જ્યાં સદૈવ ગાજે,
સ્વાર્થ છુપાવે મુખ જ્યાં લાજે,
રેલાયે જગમાં અમી-ધાર !
આવો નવયુગ કેરાં બાળો,
દૂર થયો છે પડદો કાળો,
પ્રભા દૈવી રેલાતી ભાળો,
થાયે વિશ્વતણો ઉદ્ધાર !
આજે દૈવી ગીત ગજાવે
નવ અવતાર ! નવ અવતાર !
વિરાટ પગલે શૌર્ય અપાવે
નવ અવતાર ! નવ અવતાર !
આજે દૈવી ગીત ગજાવે
વિરાટ પગલે શૌર્ય અપાવે
દાનવમાંથી દેવ બનાવે
સ્નેહભર્યો એ નવ અવતાર.

—શ્રી સ્નેહરશ્મિ

(૨૨)

## વામન સ્વરૂપ ગાંધી !

(શાર્દૂલ)

જોયો જ્યાં ગરવે ભરેલ બલિને ધર્માન્ધતાથી અતિ
ત્યારે વામનનું સ્વરૂપ લઈને આવ્યા પ્રભો વિશ્વમાં
ને શિરે દઇ યાદ એ બલિતણા પાતાળ ચાંપી દઈ
કીધો 'તો અતિ પ્રેમથી બલિતણો ઉદ્ધાર એ વામને.
તેવું વામન રૂપ જે લઇ અહીં ગાંધી રૂપે હિન્દમાં
આવ્યા માનવ દેહ શું ધરી પ્રભો, ગુલામીને ચાંપવા ?
ને શાંતિ સુખ સ્થાપિ માનવતણા ઉદ્ધાર અર્થે ફરી ?

—ફુલચંદ મહેતા

(૨૩)

## વિજય માનવ્યનો.

(હૈયુ ભાંગી પડે એવો આઘાત લાગ્યો છે ગાંધી જતાં શુ ગયુ તેની કલ્પના કરતાં તો સર્વસ્વ ગયુ એમ જ લાગે છે. ગાંધીજીની મહત્તાનાં દર્શન થાય છે અને તે પછી એમના બલિદાનનું રહસ્ય સમજાવા માંડે છે. માનવતાનો વિજય નીરખી ચિત્ત શાંતિ અનુભવે છે.)

આજ નયનો ! રડો !
હૃદય ! ભાંગી પડો !
પૃથ્વી પેટાળનાં કાળના કોરડાં શા
ધરાકમ્પે સૌ સામટા ગડગડો !
આજ આકાશના ઘૂમટ નીચે પડો !
સૂર્ય ને ચંદ્ર ને તારલા સૌ ટળો

આજ ગાંધી ગયા !

જેહણે માટીથી મનુજ મ્હેકાવિયા,
જેહણે પંકથી પંકજો ખીલવ્યાં,
જેહણે ગ્રસ્ત વિધ્વસ્ત માનવ ઉરે
સ્નેહ ને સત્યનાં
અભય કારુણ્યનાં અમૃતો સીંચિયાં,
જેહનો કર અડપે
હીન,કંગાળ,એદી,અઘોરી,એમ જાગિયા
પામિયો મુક્તિની મંગળા,
તેહ ગાંધી ગયા.
આજના જગતમાં
દ્વેષને કલેશનાં
સ્વાર્થ ને અધમતાનાં બળી
સતત દાવાનળો જ્યાં રહ્યાં
તેહ આ જગતમાં
ગાંધી તો અમૃતની એક વર્ષા હતા,
માનવી હૃદયની ભવ્ય આશા હતા,
સત્ય સંશુદ્ધની અચલ શ્રદ્ધા હતા,
પ્રેમમય ચેતના દેહધારી હતા,
માનવી જગતનુ હૃદય ગાંધી હતા,
હૃદયનું સત્ય સવિવેક ગાંધી હતા,
અભય, કારુણ્ય ને કાવ્ય ગાંધી હતા.
તેહને તેં હણી, આજ ઓ માનવી;

માનવી હૃદયને મૂર્ખ ! નાખ્યું હણી !
શત્રુ જેવું ન'તુ વિશ્વમાં કોઈ યે,
શત્રુ તેને શું રે તાહરો તું ગણે !
દ્વેષ જેને ન'તો જગતમાં કોઈનો,
તેહનાં બુદ્ધને ફુલ્લ કમલો સમાં,
લોચને દ્વેષ તેં દેશકેરો દીઠો ?
મૂર્ખ રે માનવી ! જાણતો તું નથી
તેં શું નાખ્યું કરી ?

ક્લેશકાયર, ઘવાયેલ, હીણાયલી
માનવી જાતિ રે ! ક્યાં જશે શોધવી
પામવા પ્રાણની પુણ્ય સંજીવની
'રાકડી'—મેં કહ્યુ ?
ગાંધી શા પુરૂષને જેહ પ્રગટાવીને
વર્તમાને બની પરમ મહિમામયી
તેહને મે કહી 'રાકડી' ?
ના, નહિ, રાકડી ન,
તું તો મૂર્તિ સૌભાગ્યની

ગાંધી તો ભવ્ય કો વિજય તારો હતો,
ગાંધીનું મૃત્યુ યે વિજય તારો બનો !
વીરને મૃત્યુ શું આથી હો યે જુદુ ?
કલ્પયું જાયે ઔર્જુ મૃત્યુ શુ ગાંધીનુ !
દ્વેષી કો હિંસની ગોળી હૈયે ઝીલી,
શાન્તિ ને ક્ષાન્તિની દિવ્યતા દાખવી,

રામ હે ! રામ હે !
પોતે ગાંધી ગયા !
અમર આજે થયા !

પ્રેમ ને દ્વેષની, શાન્તિ ને વૈરની,
જ્ઞાન–અજ્ઞાનની, તેજ ને તિમિરની
આદિથી જગતમાં જામતી યાદવી.
તે મહીં આજ ફરીવાર ગાંધી પડે
વિજય ગાથા રચાઇ શી માનવ્યની !

દ્વેષ ને વેરની અમલ છાયા તળે
પ્રેમમય સત્યની દીપ્તિ શાશ્વત ઝગે ;
દીપ્તિ એ દૃષ્ટિમાં સતત જે રાખતી
વૈષ્ણવી ભાવના આજ વિજયી બની.
દેહનું મૃત્યુ તે મૃત્યુ સાચું નથી,
મૃત્યુ તે જીવનનો અન્ત સાચો નથી,
કોક દુર્બુદ્ધિએ મર્ત્ય જે આભણું
વીંધ્યું તે હિંદનું હૃદય ગાંધી નથી.
ગાંધી તો ઓ રહ્યા ! આર્ય દ્રષ્ટા સમા,
પ્રેમભર નયનમય કોઇ ઇશુના સમા,
શાક્ય ને સત્યથી.

નયન ! તો ના રડો !
હૃદય ! ધીરજ ધરો !
સૂર્ય ને ચંદ્ર ને તારલા, સૌ ઝગો !
ગાંધીનું જીવન તે વિજય છે જીવનનો !
ગાંધીનું મૃત્યુ છે વિજય માનવીનો !
પૃથ્વી પેટાળના કોરડા શા
ધરા કમ્પ શાન્તિ ધરો !

—મનસુખલાલ ઝવેરી

(૨૪)

## ઝેર કટોરા.

કટોરા ઝેરના પીવા રે ! કટોરા ઝેરના પીવા રે !
યોગી તારે ઝેરનાં પીણાં રે ! ઘૂટી ઘૂટી પ્રેમ પીણાં રે !
ઝેરના સાગર, ઝેરનાં ઝરણાં, ઝેરનાં કુંજ ને કયારા,
જગ આખાનાં મનડા મેલા, માનવ ઝેરનાં ઘેલાં !
યોગી તારે ઝેર એ લીલાં રે ! મધુરાં પાનની લીલા રે !
ખૂટયાં ના ઝેરના દેનારાં ! ખૂટયા ના ઝેરનાં લેનારાં !
પીનારાં ઝેરનાં ધીરાં રે ! જીવી ગઈ ઝેર પી મીરાં રે !
ઝેરી આંખો, ઝેરનાં હૈયા, ઝેરમાં ઝેર ભરાયાં;
ભાઈની ખંજર, ભાઈની કાયા, ભાઇ એ ભાઇ મરાયા !
જગે આવાં ઝેરના દીઠાં રે ! રુધિરનાં વ્હેણ ના દીઠાં રે !
કૈલાસ પતિના કંઠ વિષેનું ઝેર શું ઊભરાયુ ?
શેવા શંભુએ પીતા પીતાં દશ દિશ રેલાવ્યું ?
યોગી તારી હામ ન કાચી રે; શ્રદ્ધા તવ સત્યમાં સાચી રે.

—શ્રી બળદેવ મોલીઆ

(૨૫)

## બાણ પથારી

### શિખરિણી

હજારો ભાનુની ધરતી પરકમ્મા કરી વળી,
નહીં તો એ આગે ડગ કંઈ ભર્યો આદિ મનુજે
હજારો વર્ષોમાં વિકરી પશુતા, પોત અદકું
મનુષ્યાકારોમાં પ્રકટયું પશુએ, ને કહીં કહીં
ખિલેલા માનવ્યે બહૂ બળ કર્યું સત્ય ધરવા
રૂપ્યા મૌને યત્નો! સતકણ રૂપ્યો ના પણ છતાં
કરેલા સંસારે અગણિત ગુન્હા કંઇક સદીઓ
યથેચ્છાએ વેર્યા અડગ ઢગલા, તે નિજ પરે
ધીરે ઓઢી લેતું હૃદય કુમળું એક પ્રકટયું
. ૧ ૧ કારુણ્યે પતિત પડખે જે રહ્યું ખડું ૧૦
ચુરાશે પોતે કે દબી મરી જશે તે ડર વિના
ઉગારી પ્હેલાં સૌ, પછી જ રહ્યું પોતે ઉગરવા
અને એ પાપોના દફન કરવા પુંજ સઘળા
ખિચાયું એ હૈયું સહુ દિશ વિંટાઇ કફનશું
પડેલાં, પીડેલાં ચલિત, દલિતો ને ઘરવનાં
અનાથો—ને સૌનો જીવતર બની, બંધુ બનીને
ગરીબોનો બેલી ઈશુ પ્રગટિયો વિશ્વપ્રણયી
અને આંસુ ધારે ટપકી; નહીં કારુણ્ય અટકયું
પડેલાં ને બાંયે પકડી ઉચકયાં પુણ્યસ્વરગે
ઉરે પેટી ૦ ચેતિ, નિજથી પ્રગટાવી સહુઉરે ૨૦

પડયો જાતું તારે, જય કીચડમાં પાયદારમાં !
અમે પાપી ભૂંડા મત સમજિયે, શો જીરવવું
પરંતુ એ ! જતું ! જય તુજ થશે, સત્ય જિતશે.
અમારા પાપોની ટપીશ પરવા ના લગીર તું
શિરે લેવા જાતાં ગાડી કચડાઈ તું મરશે.
અમોને પાપો તો કંઈ યુગથી કોઠે પડીગયા
તું જેવા એકાકી બહુથી વળશે શું ઘડીકમાં ૫૦

થયું ડાહ્યું કાંઇ જગ—વહી ગઈ વીસ સદીઓ—
ન રોપ્યા કાપટોના ક્રૂસ સ્થૂલ, ઉરે કિંતુ પરમી
ઉપાડ્યા ગાંધી એ, દુરિત મરશે કે મરીશ હું ?
હજારો મૃત્યુની ટરપીણ વહોરી ઉર વ્યથા
અને મોઢે મીઠું સ્મિત કરકતું રાખી ક્રમણું
ઘડયું ગાંધીએ જીવન ચિર-ક્રુસારોહણ સમું
અરે એ બિંદુ શા ઉરની લહરી દૈનિક સ્ફુરે
[illegible] તે મોકા,— જગીતલ જાણી [illegible]
[illegible]
વૃત્તિઓ જાણે જલધિ સપાટીએ ઉછળતી. ૬૦

ઊંડે મેલી ઘેલી જગની સરિતાઓ અણગણી,
ગંભીરે એ હૈયે નિજની ઉરને નામ રમતાં
કરોડો નિઃશંકે નિજ ઉરવલો દૂર સુધી
રહાવી વ્યાપે અમી રહય કેરાં અણુ ખૂટયાં.
અને આકાશી એ ગહન ઉરની શાંતિ દિસતી,
ન છુવે કો ઊંડે રતનકણ જેવા મીથી રહયા.

વિંઝાતા ગોળાઓ મંથન કરતાં જે હૃદયનું,
વ્યથા ના જેવી, ને ફક્ત ઉર આનંદજ મહીં
જગો ભાગી થાવું, સતપુરૂષને તો નિજવ્યથાં
વલોવી સૌ સામે નિજસકળનો સાહ ધરવાં. ૭૦
ગયા સિંધુ કેરે, મથન કરવા દેવદનુજો,
વિલોપી મેરૂથી' જલધિજલનાં રત્ન અમૂલાં
અતિ ર.ચ્યા, નાચ્યા, તહાં જ વિષ હાલાહલ ચડ્યું,
દિશાઓ ઘેરીને પ્રલયપૂર જેવું ઉભરિયું,
અને રત્નોઘેલા સુરઅસુ‌થી ના વળી શક્યું!
ઉમાશૃંગથી ત્યાં શિવ ઉતરિયા સંયમ મતી
અને એકીઘૂંટે વિષ ઘટઘટાવ્યાં જગતને
સુરક્ષ્યું, ને પૂંઠે અમૃત મળ્યા તેની નવ તમા!
મળીને આજે યે સુરઅસુર આ માનવતણા
વિશાળા સિંધુનું મથન કરતા સ્વસ્વહિતથી. ૮૦
મળ્યાં રત્નો કે ના કો'ન કહેશે? કિંતુ દિસતાં
વિષો ઘોડાપુરે જગ ઉભરતાં તે જિરવવા
ભજુ શે' એકાકી મનુજતણું? તો યે મંરજથી
ધરે હોઠે ગાંધી સ્મિત ફરકલે સંયમમતી,
તરે! તારે? પૂછે, જગત! વિષ દેવ જવું પડે
યથાં ગ્રીસે પૂર્વે સુકતુકર પ્યાલી વિખ તણી
હિધી, ને ઘેલુડી પ્રભુપ્રણયમાં પ્રાણુ ધરતી
સુકંઠા મીરાંને દિધ વિષકટોરી નૃપતિએ,
ન એવું ગાંધીને,— નિજ નજર તણી ચસવીને
લિયે ગોતી એ તો વિષહૃદયપ્યાલા, વિષ ચૂસી. ૯૦

ભરી દે પાછા એ ઉરઅમૃત પૂરી નિજ તણાં
અસતપુંજો, હિંસા'વ, હૃદયને આગી દમતા,
વિકારો વંટોળી ઉર વિમલ વીંધે જ શતધા, ;
ગરીબી પાતાળે જન સબડતાં કોટિ કીચડે,
સ્વધર્મોના ભેદો જગત અસહિષ્ણુ લડી મરે;
પછી શેં જાગેલું હૃદય ક્ષણ જંપી પણ શકે?
અને શેં એકાકી દૂર કરી શકે પાપઢગલાં?
વીણી વીણી ફેંકી દઈ ભીતરના ક્ષુદ્ર વિષયો
ઊભા ગાંધી, પંડે સહન કરતા સત્યવિતકો
ધવાયું, જ્યાં ચિત્ત સ્વત્વ, જખમ ગાંધી ઉર થયો. ૧૦૦

નિચોવાયું હૈયું, કહીં જરી યમ્નો પ્રેમ ડુભવ્યો,
ગરીબીથી ઢાંપી નિજ જીવન નિષ્કિંચન કર્યું;
ઉઘાડીયા બેઠે થરથરી, લીધું હીનપડખું.
હાકે કો ઓધારી હૃદય, કહ્યું એથી કંઈ ભાખ્યું -
પધારી જે ગ્રીષ્મે સમરવિથ 'પૂર્વે' રથી હતી
સદા ગાંધીને તે મરણ શરણાગ્યા પણ સૂઝ્યું!
'જીવનભર એ શેં જીરવવું?
'અરે શાને આવો! તસુતસુ મટે મીત?' જગ કહે,
વદે સાધુ: ત્યાં હાં તસુ તસુ તમે સત્ય ઝુકતાં?
અરેરે! નાનાં શો જખમ પડતાં સત્ય ઉરને ૧૧૦
કશી ત્યાં લાખોની જ સરિખડાંની ઉર વ્યથા!
નિભાવો દે જંપી સત ઘડીક, એથી જગતનાં

હજારો હું જેવા મરણ અભિનન્દે વરદ એ:
મર્યે ત્યારે જાણ્યું કયમ, ઉગરશે સત્ય? મરશે
હું જેવાને, એનું હૃદય રુઝશે એ ન બસ શું?
ઘણાંએ જીવીને સત હૃદય ઠાર્યું મરણથી
અને કૈંએ, આજ નહિ જ અભિનન્દી જીવનને
ન કૈં વન્દી મૃત્યુ, પણ ઉભય કેરી સમતુલા
રમી સામંજસ્યે ઇહ શરીરમાં બેય બળને
ધરી, જાળે ગાંધી પરમ સતમાં ને ક્ષણક્ષણે ૧૨૦
દિસે આયુ હોલા જીવનમરણોમાં હિંચકતી.
હજારો બીજા કૈં ધરતી પર કમ્મા સૂરજની
કરે ધ્રૂસકે રોવુ તદપિ ન શમે, અંતર વ્યથા
તણા જ્વાળામુખી પ્રલયપળ ઝબે અધીર થૈ,
તને મારે કહેવું કવિજન અરે તે સમયના
અમારી સામે તું નજર કરવી રે ન ચુકજે
જમાને તારે જગત – ઉર – લાવા સળગતા
ઉરે પોતા કેરે હસી ઠલવતા સંતજન હો,
કવિ! તો રેડીને જીવન નિજ ગાજે જગજનો
રિબાવી સંતોના હૃદય કુરબાની પછીથી ૧૩૦
તમે ગાશો ગાથા, રમત ક્રૂર એવી શિદરમાં?
ન કાં પ્હેલેથી તો હૃદય પરખો સંત જનના?
અમે આજે ગાતા ઇશુની કુરબાની, બસ થયુ!
ને કાલે ગાંધીની જીવન બલિ ગાથા દવિશ તું!

ઉમાશંકર જોષી

( ૨૬ )

## ત્રિવેણીસંગમે.

હજારો માનવી ટોળે મળી મધ્યાહ્નને સમે
પધરાવે બાપુનાં અસ્થિ ત્રિવેણી તીર્થ સંગમે.

અસ્થિને તીર્થમાં નાખી ના થવું ઘટે,
વેરની ભાવના ભાંગે ત્યારે રોગ ખરો મટે.

ગંગા ને યમુના જેવા હિન્દુ ને મુસ્લિમો નદ,
સરસ્વતી લુપ્ત જેમ લઘુજ જે હશે કદ,—

ભિન્નત્વ ખોઇને સર્વ થશે જ્યારે મહારસ,
બાપુના અસ્થિ નાખ્યાનો ખરો ત્યારે મળે જસ

પવિત્ર તીર્થને સ્થાને પ્રવાહે અસ્થિ છોડજો,
પ્રજાસંગમ જો ના, તો ક્યાંથી?, હાડ ઓગળે!

—ચંપકલાલ વ્યાસ.

(૨૭)

## માનવતાનો મહારાજા!

હે સન્ત! અમર તુજ નામ થયું,
હે ગાંધી! અમર તુજ કામ થયું! ટેક-
તું સન્તનનો શિરતાજ હતો,
તું માનવતાનો મહારાજ હતો,
તુજ જન્મ ભારતકાજ હતો:
તુજથી નહીં હિન્દ ગુલામ રહ્યું!
તું દુર્બળજનનો દાસ હતો,
તુજમાં સહુનો વિશ્વાસ હતો,
તું ભારતમાનો શ્વાસ હતો:
તુજથી એ સ્વાધીન ધામ થયું!
તુજ પગલે જ્યાં અમૃત ઝરતાં,
તુજ પગલે જ્યાં ફુલડાં ખરતાં,
પણ અમર ભૂમિ તું પરવરતાં,
સહુ શાંત અને સુમસામ થયું!
સૂતો તું જઈ પ્રભુના ખાટે,
થાકેલો ચિર શાંતિ માટે,
પણ વિરાટ આત્મ થકી જાગે:
તહીં ઐક્ય રહીમ ને રામ થયું!
તુજ મૃત્યુ થકી આ વિશ્વવિપે,
આજે છાયો અન્ધાર દિસે,
પણ પ્રકાશ નૂતન ઝળહળશે:
તુજ જીવન પુનિત ગાન થયું!

અહીં કાલતણી રેતી ઉપરે,
તુજ પગલાં પાવનકારી પડે,
એમાંથી જીવન શકિત જડે:
ઇતિહાસે અમર તુજ નામ થયું!
વીર મૃત્યુને કાજ ન ક્રંદન હો!
તુજને લાખો અભિનન્દન હો!
તુજને શત કોટિ વન્દન હો!
**'જય ગાંધી'** અમર તુજ નામ થયું!

—જનાર્દન પ્રભાસ્કર.

[૨૮]

## વંદના.

૧

દેવો અને દાનવ જંગ ખેલ્યા,
ઇન્દ્રાસને ડોલ્યું, ગયા વિસામા;
ત્યારે દધીચી ઋષિ હાડ ગાળે,
દે વજ, દેવેન્દ્ર દુઃખો વિદારે.

૨

ખૂણે ખૂણે વ્યાપી ગુલામી કાળી,
ના હિંદને કો છૂટવાની બારી;
ગાળી તપે દેહ, વરાળી મુક્તિ,
'બાપુ' તમે આજ વિદાય લીધી.*

—રમણીકલાલ દલાલ.+

*બાપુજીના દેહોત્સર્ગ પ્રસંગે + તા. ૩૦-૧-૧૯૪૮.

( ૨૯ )

# અવિચળ અજવાળું.

વૈષ્ણવ જનમાં હરિજનમાં હું હરજનમાં બાપુ ભાળું;
એનું સત્ય અહિંસા સ્નેહે અવિચળ અજવાળું.
ઘડી ઘડી દુનિયામાં બાજે હિંસાનાં ત્રંબાળું;
શાશ્વત શાંતિશબ્દ સુણાવે એનું વચન રૂપાળું.
જીવન છે જગનું માયાવી, જગ છે માયાજાળું;
એ માયામાં બ્રહ્મ બિરાજે, દીધું જ્ઞાન નિરાળું
જીવનનો પથ છે અહિ લાંબો, મનડું છે લટકાળું;
કર્મકુશળતા—કહેણ કહેતું ગાંધીવેણ કૃપાળું.
સમગ્ર જગસંચાલન કરતું તત્ત્વ કોઈ છોગાળું;
કૃષ્ણ કહો, અલ્લાહ કહો, કહો રામનામ ·ઢિયાળું.
તત્ત્વ બતાવી સત્વ દીનને દીધું ઇશ ઠેકાણું;
ક્રોધકાળું જે હૃદય હતું તે બન્યું પ્રેમહરિયાળું.
અમરાપરના યાત્રી અમર તે, અમર તેવું અજવાળું;
એજ પંથ પર ડગમગ ડગલે જગત ધપે પગપાળું.

( ૩૦ )

# માનવતાનું ખૂન.

માનવની જડતાએ આજે માનવતાનું ખૂન કર્યું,
પુણ્યદયાના ઝરણ થકી શું રક્ત તણું ત્હેં પાન કર્યું.
ઘોર ઘોર પાપોના થરથી જગતિ આખી છવાઈ'તી;
સત્ય અહિંસાના તત્વોથી પુણ્ય શુચિતા છાયી રહી.
ત્હોય અરે માનવ ત્હેં આજે માનવતાનું ખૂન કર્યું;
પુણ્યદયાના ઝરણ થકી શું રક્ત તણું ત્હેં પાન કર્યું.
તોપ ગગડતી, તેગ ઝબકતી, ઝેરી વાયુની ઝંઝા જ્યાં,
ત્યાં ક્યાં તું સૂતો'તો નથ્થુ ! સૌમ્યમૂર્તિ પર ઘાવ કર્યા.
નહી આ હિમ્મત, નથી બહાદુરી, હીચકારૂં ત્હેં કામ કર્યું.
પુણ્યદયાના ઝરણ થકી શું રક્ત તણું ત્હેં પાન કર્યું.
ઘોર ગુલામી જડી શૃંખલા, રક્ત તણા એક બિન્દુ વિના,
તોડી ફગાવી; કરી ભારતી મુક્ત અને આનંદમના.
જગત તણી માનવજાતિનું હૈયું જે પર મુગ્ધ થયું,
માનવની જડતાએ એવી માનવતાનું ખૂન કર્યું.
માનવ ને માનવની વચ્ચે પ્હાડ ઊભા'તા ભેદ તણા,
રક્ત નીચોવ્યું, ઉર વલોવ્યું, હાડ ગળ્યાં;ના રાખી મણા
દૂર કરી સહુ ભેદ કારમા, જગત પ્રભુનું પાત્ર કર્યું,
ત્હોય અરે માનવ ! ત્હેં આજે માનવતાનું ખૂન કર્યું
અસત્યને અંધારે આજે માનવતા ખોવાણી'તી
સત્યની જ્યોત ચીંધી, આતતા દીપ મહીં જે જળતી'તી,

દાખવી માનવતા; ભારતને માનવતાનું ધામ કર્યું;
હોય અરે માનવ! હેં આજે માનવતાનું ખૂન કર્યું.
માનવતાની જડતાએ આજે માનવતાનું ખૂન કર્યું;
પુણ્યદયાના ઝરણ થકીશું રકત તણું હે પાન કર્યું.

—રમણભાઈ ભટ્ટ.

( ૩૬ )

## શિવસ્વરૂપે.

તમે ' હૃદયવેદના, સઘન ' પ્રેમઆનંદ,''
અમંગલ' અનિષ્ટનાં બળ બધાં જ જીતી ગયા '
અહિંસ ' પ્રતિકારથી; અખિલ વિશ્વપ્રેમી થયા!'
થયા યુગઅશાન્તિમાં જગતશાન્તિના ચાહક. '
તમે ''મનુજ ' ાત્ર ન', અકળ દેવ શા માનવ, '
અહો, ( મસ! જાડયનું દુઃખદ ક્રુર ફેડી રહ્યા:'
સ્વરાજ્ય-નવ્યધર્મની વિમલ સિદ્ધિ અર્પી વદ્યા:
વર્યા -વિબુધ- રાષ્ટ્રના વરદ 'બાપુ'નું' ગ્હાપદ..
અમે પણ.... અમે નહી જગતપસ્વીને જીરવ્યા.
કઠોર કુલદ્રોહના કટગ કોમસ્'ાર્થી થયા:
અરે, પતિત ૮વડા પત-માં જ ખૂંચી રહ્યા!
અમે નગુણ બાળકો, જનક! મૃત્યુ ભેટી તમે
બન્યા અમર; ને ' યાં શિર પરે અમો ' ાપને;
નવા શિવસ્વરૂપ ઓ! નમન કોટિ હો આપને.

—દેશળજી પરમાર

(૩૨)

# મહાત્માનું સપ્રસ્થાન.

ચઢે જબર આંધીઓ દિગદિગંત ફૂંકાય ને
ઉભેલ, ઘડીમાં તિહાં ખખડધજ જે ઝાડવાં
તૂટે કડડભૂસ ભોંય: તડૂકંત ફૂદી ફૂદી
પ્રચંડ વનરાજ શો જટિલ ઝાળ જ્વાલામુખી
ઉઘાડી જડબું અને લબલબાવી જિહ્વા મહા
ઘસી ગ્રસી લિયે સહુ : ફફડતી અરે' કારમી
ધ્રુજે ધરતી ધ્રમણો ધમધમી જ કેવી રહે !

અફાટ સુમસામ 'ભીષણ અઘોર અંધારમાં
અક્ષુણ્ણ જગપંથપે કદમ એકલો ' માંડતો
ધપે જ અબધૂત કો તિમિરસર્પનાં ગૂંચળાં
કરંત સુસવાટ ઝેર શ્વસ ઝેર ફુત્કારતાં
ઉઠે જ ગ્રસવા; તિહાં અજબ ધૂર્જટિની છટા
થકી વશ કરે સહુ, ઝળળ તેજગંગા વહી
શરન્નભ પ્રસન્ન શી પૃથિવી એ ય નાચી રહી

( ૩૩ )

# વિરાટ વામન.

[ પૃથ્વી ]

અલૌકિક પ્રચંડ રુદ્ર રૂપ સ્પર્શતું વ્યોમને,
કરે ચરણ સ્પર્શ નીમ્ન તલ વજ્ર પાતાલના;
સહસ્ર મુખગહ્વરેથી ફૂટતા પુટો વહ્નિના
જગત્ પ્રસરતું લહી સ્વરૂપ પાર્થ કંપે ભયેઃ
'પ્રસીદ જગદીશ' આ નથી સહ્યું જતું નેત્રથી'
નહીં સહમ નેત્રથી થયું ? પછી કરી કેમ તે
શકે સહન આ મૃદુ હૃદય, જે ગ્રર્યું સંતત
ભવિષ્યગૂઢ ધ્વંસ માનવસમૂહનો ભાળતાં ?
વિરાટ બનતો પ્રભુ મલ જગત્‌તણો ફેડવા
જતી પ્રસરી આધિ ઘોર રણક્ષેત્ર સંહારમા
થતું ગરક, પાપી કોટિ શરણે થતાં મૃત્યુને
તથાપિ મરતું ન પેલું હસતું જગત્ પાપ હા !
અને થઈ વિરાટ વામનસ્વરૂપ સંસારનાં
તિમિર મહીં જ્યોતિપૂર અણુમૂલ રેલાવતોઃ
'અહિંસક બનો, અહિંસક' તણી અહાલેકથી
અહો! પરમ શાંતિ! શાંતિ! જય સાગ્રને અર્પતો!
પ્રભો, તવ વિરાટ રૂપથી દીઠું વડું વામણું !

—શ્રી નટવર દેસાઈ.

( ૩૪ )

# પૂજ્ય મહાત્મા ગાંધી.

હિંદ ભૂમિ ભરમાં ફર્યો રખડયો ભયંકર લોમમા,
પણ સત્ય, અહિંસા, પ્રેમનો જોયો કદી ના વિશ્વમા;
હિંસા .સામે અહિંસા વડે જીત્યા સર્વે તેં શત્રૂને,
શોભાવીયું તુજ નામ છેવટ વિશ્વની ભૂમિ પરે. (૧)

તારી અહિંસા, આત્મ શકિતથી, થયો વીર એકલો તું,
સુખ સગવડમાં જન્મી અને દુઃખી બહુ થવા હસ્યો તું;
દુઃખ ભર્યાં આ સંસારમાં જોઇ પીડાતા માનવો,
આકરા તેં બહુ તપ કર્યાં નિજ દેહને વળી તું હસ્યો. (૨)

વિશ્વની સર્વ માયા મહીં ઉગાર્યું જીવન તુજ સત્યથી,
સત્ય જીવ્યો, સત્ય બોલ્યો, સત્ય કર્યું તેં અહિંસાથકી:
પામ્યો મૃત્યુ ને તું વળી, મૃત્યુ તું પામ્યો દિલ્હીમાં,
પણ તું રહ્યો દેવી પદે, યાદ રહી સ્મૃતિ વિશ્વમાં. (૩)

માતા સમી માની ભારતી, સત્ય સમા મનને મથી,
સરખામણી શોધી વળ્યો હું, ઇતિહાસ પાને ના જડી.

—શ્રી વિનોદ ગાંધી.

(૩૫)

# વિભીષણ - તુફાનમાં.

વિભાવરી હતી ગુલામીની અનલ્પ, સ્વાતંત્ર્યનું
તદા સ્વપ્ન તેં દઇ, કરિયુ સત્ય એ સોણલું,
અનેક જર્ણ આવી. તારકકણી લઈ તહારા
અખૂટ નિધિથો અકાલ અનુપા જીત્યા નામન;
અનીહ; અભિમાની હું ભટકીને મનસ્તાપથી
બળી અવ વચ્યો—મળે તનિક પ્રેરણાદાન કે
પરંતુ દિલ ભીતિથી ધબધબે: કરે સર્વને
તું તો અડર, હૈયુ ભીરુ મમ કાં થતુ? શું કહું?
અસખ્ય રત્નને જડયા મહલમાં યદા રંકને
જવા તક મળે, અને વિકલ ચક્ષુ તેનાં થતાં,
તથા તવ પ્રકાશમાં અબુધ અંધ હૈયું બને.
બધાં જીવનક્ષેત્રમાં દરશનો મહત્તાતણાં
કરાવી દીધ એહવાં, અવનિ એકમાં યે શકું
કરી હું કંઇ—કલ્પના થરથરે, મહેચ્છ. બધી
શમે ઉમટતા અહપ્ર તવ તેજના સાગરે
વિના કંઈ મળે જવું પરત માહરે? ના ધરી
યદાપિ તવ પાદ પાસ મુજ પાત્ર, આશિષ આ
શુધન્ય દિન યાચું તો? ન અતપરકર્પે દેવનો
અનુગ્રહ થતો? ચૂમે નયન-પલ્લવો રંકનાં
ન શું સ્વપન-બિન્દુઓ? જીવન છો ન સોહામણું,
મળે મરણ ના મને મધુર?-એટલો યોગ્ય ના?

( ૩૬ )

## વિશ્વસંતની વિદાય.

ઓ હિંદ ! આજ તારી તમન્નાં તુટી ગઈ,
આશા અચળ અમારી સામટી ખુટી ગઈ :
નેતાઓ તણી ભલભલા હિંમત છુટી ગઇ,
જ્યારે હયાતી રાષ્ટ્રપિતાની ઉઠી ગઇ !

સૂર્યાસ્ત પહેલાં બધે ફેલી ગઈ ખબર,
કે રોશની જગતની ઘુંઘટમાં વસી ગઇ;
કોને હશે ન રંજ થયો હોય ? આ ક્ષણે,
જેના પ્રવેશ સાથ એ ઘટના બની ગઇ !

કંપી ઊઠયા પહાડ, કોહ મ્હેલ ને મકાન,
કે એવી અકસ્માતની વિજળી પડી ગઇ !
જલસા જલૂસમાં ન રહ્યા રંગ રાગ છે,
ચાવીમાં હવાયાંત્રની શંકા રહી ગઇ;
સરદાર જવાહર તણા અવાજ ખિન્ન છે,
ને હોશ ઓશિયાળી સમી છે બની ગઇ:
બોલાય જીભથી નહિ તે બોલવું પડે,
શબ્દો તણીય છેક છે શક્તિ ઘટી ગઇ:
વરસોની તપશ્ચર્યા ફળી આજ હાલમાં !
શ્રદ્ધા ! ફરેબ કયાંય સુધી પાથરી ગઇ ?

શરમિંદગી ભરી અમારી દાસ્તાન છે,
પાત્રે સુવર્ણ લોહ મેખ છે રહી ગઇ:
આવેશ તણા અંશનો ન સ્પર્શ જેહને,
હિંસા અભદ્ર નેહને છે આંચકી ગઇ.
ભૂલી જશે ન હિંદ તને અલ્પ કાળમાં,
યુગનાયકી જેને હતી જગની વરી ગઇ.
જલતી હતી જ્યારે ચિતા યમુનાપકંઠમાં
ત્યારે મુખે "પતીલ" આહ નીકળી ગઇ!

તા ૧-૧૨-૪૮ —"પતીલ"

( ૩૭ )

## અવધૂત.

ચાલ્યો જાય, ચાલ્યો જાય, ચાલ્યો જાય,
રોક્યો ના રોકાય — ચાલ્યો જાય.
એક અવધૂત ચાલ્યો જાય.
કાયા સોટી
હીન લંગોટી
તોય જડે નહિ જગમાં જોડી
મોટી મોટી ફાળે દોડયો જાય
એની ચાલે ચાલે ફૂલનાં બિછાનાં બિછાય
વણુ માગેલા ધનના ઢગલા એની સામે થાય
તો યે એનું દુઃખ દુનિયાને
સમજ્યું ના સમજાય-ચાલ્યો જાય,

( ૩૬ )

# વિશ્વસંતની વિદાય.

એ હિંદ! આજ તારી તમન્ના તુટી ગઈ,
આશા અચળ અમારી સામટી ખુટી ગઈ:
નેતાઓ તણી ભલભલા હિંમત છુટી ગઈ,
જ્યારે હયાતી રાષ્ટ્રપિતાની ઉઠી ગઈ!

સૂર્યાસ્ત પહેલાં બધે ફેલી ગઈ ખબર,
કે રોશની જગતની ઘુંઘટમાં વસી ગઈ;
કોને હશે ન રંજ થયો હોય? આ ક્ષણે,
જેના પ્રવેશ સાથ એ ઘટના બની ગઈ!

કંપી ઊઠયા પહાડ, કોઠ મ્હેલ ને મકાન,
કે એવી અકસ્માતની વિજળી પડી ગઈ!

જલસા જલુસમાં ન રહ્યા રંગ રાગ છે.
ચાવીમાં હવાયાંત્રની શંકા રહી ગઈ;
સરદાર જવાહર તણા અવાજ ખિન્ન છે,
ને હોશ ઓશિયાળી સમી છે બની ગઈ:
બોલાય જીભથી નહિ તે બોલવું પડે,
શબ્દો તણીય છેક છે શકિત ઘટી ગઈ:
વરસોની તપશ્ચર્યા ફળી આજ હાલમાં!
શ્રદ્ધા! ફરેબ કયાંય સુધી પાથરી ગઈ?

શરમિંદગી ભરી અમારી દાસ્તાન છે,
 પાત્રે સુવર્ણ લોહ મેખ છે રહી ગઈ:
આવેશ તણા અંશનો ન સ્પર્શ જેહને,
 હિંસા અભદ્ર નેહને છે આંચકી ગઈ.
ભૂલી જશે ન હિંદ તને અલ્પ કાળમાં,
 સુગનાયકી જેને હતી જગની વરી ગઈ.
જલતી હતી જ્યારે ચિતા યમુનોપકંઠમાં
 ત્યારે મુખે "પતીલ" આહ નીકળી ગઈ!

તા ૧-૧૨-૪૮ —"પતીલ"

( ૩૭ )

## અવધૂત.

ચાલ્યો જાય, ચાલ્યો જાય, ચાલ્યો જાય,
રોકયો ના રોકાય — ચાલ્યો જાય
 એક અવધૂત ચાલ્યો જાય.
કાયા સોટી
દીન લંગોટી

અંતરના અંગારે એણે ધૂણી ધીખતી રાખી
પીડિતોનો પુણ્યશ્લોક એ વંદે અવની આખી
રહેજે પારખ્યો ન પમાય—એ ચાલ્યો જાય.

દેવ પૃથ્વી પર ઉતર્યો ,દાણે
સ્વતંત્રતાનો સર્જક જાણે

પરના ,સુખે,,સુખી
પરના દુઃખે દુઃખી
ચાલ્યો જાય—ચાલ્યો જાય

કંટક છાયા પંથ કારમે, ધાર્યો ધાયે, જાય
તેત્રીશ કોટિ દેવ એના રક્ષણ કાજે ધાય

લોહી . નીતરતા ચરણો
કિન્તુ મુકત હાસ્ય મલકાય
ચાલ્યો જાય—

રોક્યો ના રોકાય,
એક અવધૂત ચાલ્યો જાય.

સો અવિનાશ

( ૩૮ )

## ધન્ય પુત્ર !

અમર થયું એ કર્મકુટુંબ
અમર થયા એ માતપિતા,
અમર થઇ એ ભરતભૂમિ જ્યાં
ગાંધી સરખા સંત વસ્યા

અમર દિસે એ જીવન સારૂં ઉછળે સેવાની જ્યાં રેલ,
અમર બની એ ભારતમૈયા જેનો પુત્ર મનુજણનેલ.
દહીં દેશની કર્મ—કાવડિયે માત કાજે ઘૂમ્યો વીર,
સત્ય-તીર્થ—યાત્રાના ક્ષેત્રે ન્હાયો ધર્મસરીતા નીર
સત્ય અહિંસા ત્યાગ પ્રેમની ઐકય સાધના અપરંપાર,
સેવા માનવજાતે કરવા પામ્યો જે જીવનનો સાર,
જગમાં યુદ્ધ તાસિરના જોરે માનવનૈયા, પતિત બને,
વિશ્વભૂમિનું તારણ કરવા અહિંસા-ધર્મની મૂર્તિ વદે
દેશનજનતાની પશુતામાં માનવતા સંચાર સલિલ
ધન્ય જીવન એ સતગાંધીનું, ધન્ય ધન્ય એ તારણહાર
જગ માનવની સેવા કાજે સંતજીવનનું નૂર અતૂર,
ધન્ય જીવન એ 'બાપુ' નામનું, ધન્ય પુત્ર જગતિના નૂર.

—મધુરમ.

(૩૯)

## બાપુનું મૃત્યુ-મંથન

"ભાઉ" હજો તારું સહાય, ભાઈ!
થયો તું તો મૃત્યુ નિમિત્ત માત્ર!
ગાંધી ઉરે રોષ ઘટે ન તેને—
ક્ષમા-સમુદ્રે કયહીં વેર જ્વાલા!
આ અગ્નિ-ફૂલો ત્રણ, ફૂલ જેવાં
ગણીશ, બંધુ-દીધ મોંઘી ભેટ
સેવા નિમિત્તે, લહું જેમ પૂર્વે
રે ભાઈના સ્નેહનું ચિન્હ, જાતાં
આ દાંત—

કે મૃત્યુનો શો ભય ગાંધી હૈયે?
જે મૃત્યુનાં અમૃત પી ચૂકેલ,
વિભૂતિ તો જીવન, મૃત્યુધર્મ
બધી, રહી બાકી શું ધર્મમર્મ!
છતાં ય આ આખરની ક્ષણોમાં
રહી જતું ઉર, ન સ્વાર્થ-દુઃખે
કિન્તુ પરાર્થે, વપુનાશ થાતાં
કે વિશ્વસેવા નવ થાય—દુઃખ!
મુક્તાત્મને દુઃખ ન કોઈ વાતે
આત્મિક લિપ્સા સહજે છૂટે ના.
વિધિ-શીશુ, પ્રેર્યું પ્રભુ—પ્રભાએ

આયુષ્ય ગાળ્યું જનતા—હિતાર્થે.
શયતાન—ગાંધી પર ગોળી ચાલે,
ના સોચને ગાંધી મરે સુખાને.
શરીરથી, ના મનથી મરીશ,
કરોડના આત્મ મહીં જીવીશ.
પુરા ઇશુ, સુકતુ ને મહાવીર
રે સત્યને જીવન આપ ને
દઈ દીધાં જીવન, સત્ય જીવ્યું.
આનંદથી આદ્યગૃહે વળ્યા એ.
ગાંધી જતાં દુઃખ શું ? રડો ના,
મૃત્યુ તણી મંગલતા હરો મા.
થયું થવાનું, નન થાય અન્યથા,
દે આંસુ ને ક્લેશ-કથા સહુ વૃથા.
'સદા થજો શુભ, ભૂલેલ ભાઈ!
કર્યું શું તેની. નહિ ખબર આજ,
અજ્ઞાનના દોષ ક્ષમા ક્ષમાભવ!
દેહાન્ત આરે ક્ષણ પામતા ક્ષણ
'હે રામ! હો સત્ય તણો સહાય".

—અનામી

લોક શાશ્વત જીવનનાં મૂલો વીસર્યાં,
સ્વાર્થીઓ લૂંટતા દેશ ભૂલી દયા.
અન્ન ને વસ્ત્રના આજ સાંસા થયા;
પીડિનો તુજ પરે મીંટ માંડી રહ્યા.
નંદનવન ઉજ્જડ થતાં પ્રજા કરે પોકાર:
પ્રલયપૂર હિંસા તણાં ઊમટે અપરંપાર.
તાત! જે દિવસ રણહાકતારી પડી,
જામિયા જંગ, રહી દંગ આલમ ખડી,
ખેલવા યુધ્ધ નવરંગ સેના ચડી,
મુક્તિની શી હતી મૂર્તિ મનમાં ઘડી!
સ્વપ્ન અમોલાં તાહરાં અટકે અંતરિયાળ,
આજે ચિન્તાએ નમ્યું ઉન્નત તારૂં ભાલ.
કોટિ કંગાલની નજર તારા પરે,
એકલો તું બધા ભર હૈયે ધરે.
ભિન્ન માર્ગે પ્રજાપૂર આજે વળે,
ખિન્ન તારાં નયન સર્વ નિરખી રહે.
તારાં તપથી ઉગટિયાં મુક્તિના અંબાર,
પણ બાપુ! ના ઊતર્યા તુજ હૈયાના ભાર.
વિજય શો, વેદના રાષ્ટ્રની ના ટળે,
શિર ઉન્નત નજો સત્ય કેરાં-બળે?
શો વિજય, જો ન આ બાગ ફલે ફૂળે
સીંચતાં એકય બંધુત્વ કેરાં જળે?
ગાજે ભારત કંઠમાં મુક્તિ તણા મલ્હાર,
પણ ઉત્સવ જાણે નહિ સહુનો તારણહાર.

તું કહે : "શું કરું ઉત્સવો ઉજવી ?
સાદ પાડી રહ્યું આર્ત નૌઆખલી ;
આગ વિદ્વેષ કેરી ભભૂકી રહી,
હૃદય કેરાં જલે એ રહી છાંટવી.
દિલે દિલે પ્રીતિ તણો પહોંચ્યો નહિ પયગામ,
મઝલ અધૂરી ત્યાં લગી, દૂર હજી: વિશ્રામ."

દૂર તારા હજીયે વિસામા રહ્યા,
ભીંસતાં પ્રાણને તિમિર ગાઢાં થયાં.
મુક્તિ ગંગા તણા નીર જે ઊતર્યાં
ક્યાંક અટવાઈ રૂંધાઈ વચ્ચે રહ્યાં
ભારતના ભૂમિતલે વહેશે પાવન નીર,
ગંગા પાછી નહિ વળે બાપુ! ધરજો ધીર.

તાત! કંટક ભલે પંથમાં ઊમટ્યા,
તું ભગીરથ ! જુઓ જાહ્નવીની છટા,
વીંધીને આવી જે વ્યોમ કેરી ઘટા
ભેદશે જરૂર તે રુદ્ર કેરી જટા.

સત ઉપર નજરૂં કરી, માનવ પર વિશ્વાસ;
રહમ સદા જો રામની, થાઉં કેમ નિરાશ ?
તપસી! તારાં તપ તણી જગમાં ન મળે જોડ;
શા શા જનકલ્યાણના ઉરમાં ભરિયા કોડ !
વસમી વેદન ગોપવી, હસતે મુજ મહાપ્રાણ!
આશીષ દેજે રાષ્ટ્રને, મંગલ થાય પ્રયાણ.

—નાથાલાલ દવે.

## (૮૦)

# બાપૂને

(ગુલબકી છંદ)

હે વિરાટ ! હે અનંત !
ભારતના દિવ્ય સંત !
વિશ્વવંદ્ય, મૂક્ત પ્રાણ, નિર્ભય, નિશ્ચલ, શ્રીમત્ !
આપ શક્તિનાં જ્વલંત, સુયશભર્યા દિગ્દિગંત
કર્મઠ ને કર્ણધાર !
માનવતા દ્વાર દ્વાર–
આજે કરતી પુકાર,
નિઃસહાય કળકળતી, થરથરતી,
દર્દભાર સહેતી–
અનુગ્રહીત હૃદય, આપને સંભારે છે.
હે અનંત !
દુર્ગમ અમ મુક્તિપંથ;
આજે છે સૂમસામ.
રક્ત થીજી આઝાદી, લાવી છે બરબાદી,
ને ક્રાન્તિ-દાવાનળ–
ભડભડતો બળબળતો,
માનવતાનાં પીયૂષ શોષે છે પળપળ, તો—
કેમ કરી મુક્તિનો પંથ બને સૂગમ—

રે ! કેમ કરી શાંતીની બાજી ઉઠે સારી ગમ !
એજ પ્રશ્ન આજ ફરી અમને અકળાવે છે.

આવો, ફરી આવો બની રઘુવીર સમ દિવ્ય પ્રાણ !
આવો, ફરી આવો બની પાંડવો ના કૃષ્ણ ત્રાણ !

આવો, ફરી આવો બની બુદ્ધ શા અહિંસ, ધીર,
આવો, ફરી આવો બની ક્રાઈસ્ટ શા પ્રશાંત, વીર,

જગતીને કહે ફરી સત્ય અહિંસાનો નાદ,
ગજવી ગજવી દિગંત ટાળો જીવન-વિષાદ.

આવો ફરી આવો થશે માનવતા મૂલ્યવાન,
આવો ફરી આવો થશે માનવ જીવન મહાન.
એજ અભિલાષે,
પ્રાણ !
આપને પૂકારે છે.

-જમિયત પંડ્યા

( ૮૬ )

# ક્ષમા કર, પિતા!

ક્ષમા કર, પિતા! ક્ષમા, કર મહીં ધર્યાં શસ્ત્ર, ને
સ્વદેશ હિતકાર્ય તે ગણી રક્તભીનો થયો.

પિતા! અકથ વેદના ગહન આજ શી બાળતી
તને વિસારિયો, સુમંત્ર તુજ મેં વિસારી દીધો.

તદા થયું મને હતું અમળ એ અહિંસા તવ,
પરંતુ લહું આજ કે અબળ, મંદધી હું હતો.

વિશાળ ઉરનો પિતા! અમર પ્રેમધારા તવ
વહી રુધિર સાથ આજ લસતી શી એ ઉજ્જ્વલ.

પિતા! તુજ ખૂની ખરેખર નથી ગુનેગાર એ,
અમે, તુજ સુપુત્ર, એ ભયદ પાપથી સૌ ભર્યા.

રહ્યા ચરણમાં, છતાં વીસારીને અહિંસા, દયા,
અમે રુધિર, ભૂમિખંડ જરી માટ રેલાવિયા.

ઠરે શિર ધરી જિત્યા પ્રિય સ્વતંત્રતા જો અમે
ટકે શું ક્ષણ એ પિતા! તવ સુરક્તભીની બની?

—અનુ: ગુલાબદાસ બ્રોકર

(૮૨)

# દરિદ્રનારાયણ બાપુ

નિશદિન દરશનકાજ ભમ્યો મંદિર, મસ્જિદ, અગિયારી,
ગગનચૂંબી મહોલાત, ઝરૂખા, બાગબગીચા બારી;
ઢૂંઢી વળ્યો નહીં, ખેત, ગ્રામ, તીરથ, ગિરિ, ગૌહ્વર ઘેરાં,
પણ મળ્યા નમો નવ ક્હીં પ્રભુ ઓ પૃથ્વી કેરા.

ત્યાં વાજી ભજનની લ્હેર એક હરિજન ઝૂંપડીએ,
અંતર પુલકિત ભયુ : ચાલ, મોહનને મળીએ,
પણ ભકત વદ્યા : નરસિંહ આજ નહિ અહીંઆ આવ્યા,
જો પણે રડી રહી વૃદ્ધા, નાથ અમ સ્વર્ગે સિધાવ્યા.

નેત્ર શૂન્ય જે નયન વૃદ્ધાના દડદડ ભરખમ વહેતાં,
ને વહન થકી એક વિશ્વપ્રેમીની કથા અનેરી કહેતાં;
તે અશ્રુબિંદુના તેજ મહીં તુજ તેજ મહાન નિહાળ્યું,
એ દરિદ્રનારાયણ બાપુ ! તુજ સત્ય સ્વરૂપ મેં ભાળ્યું.

—મણુભાઈ પટેલ.

·[ ૮૩ ]

# સાભ્રમતીના સંત.

કેમ કરૂં એનાં ગૌરવગાન હું? આશ ઉતારવું લોમ,
એથી ય આજ કઠિન હું માનું ચીતરવું એનું રોમ.

એને તેજ વિશ્વ છવાણું
ગાતું એના ગુણનું ગાણું.

દિવ્યનયન એ માનવ, એનાં નેને જોયું જે દીશ
તે દીશ વિશ્વ નિહાળે ને ભાળે ઝાંખા ઝાંખા જગદીશ.

દાખ્યું એણે ઇશઠેકાણું
એનુ રૂપ કેમ પ્રમાણું?

અમૃતઆંખે ને પ્રેમની પાંખે એ આપતા આશ અનંત;
સૃષ્ટિના સર્જનહાર સમાણા એ સાભ્રમતીના સંત.

એને આવ્યે ઉગ્યું વ્હાણું.
એને ચાલ્યે શોકનું ટાણું.

જીવનજીવણહારને મૃત્યુએ આવીને કીધા પ્રણામ;
એને ય આદર આપી સ્વીકાર્યું બોલી મુખે "રામ રામ."

એવી વાત કેમ હું જાણું?
ક્યાં ગિરિ! ક્યાં પરમાણું!

—'પ્રફુલ'

(૮૪)

# વિશ્વવિભૂતિ.

કોણ તપસ્વી આવ્યો,
રે કોણ મહાજન આવ્યો?

વૈભવ, કીર્તિ, તૃષ્ણાત્યાગી
ભવ્ય ફકીરીનો અનુરાગી
દીન દલિતનો સાચો મંત્રી
પંચ મહાવ્રતધારી
રે! ભારતગૌરવ ગાંધી!

જો જોને વસ્ત્રવિહીન શરીરે
પગ પાળો દૂર પંથે વિચરે
ઘોર તિમિરે દયાળું ધારે
ડૂબતા માનવ તારે
રે! ભારતગૌરવ ગાંધી!

માનવમુક્તિ કાજ તલસતે
રંક અમીરના ભેદ ભૂલવતો
અજાત શત્રુ થઈને ફરતો
પુણ્ય પુરુષ કો દીઠો
રે! ભારતગૌરવ ગાંધી!

તપસી, અવધૂત, પંડિત કે એ
રાજનીતિજ્ઞ; વિચક્ષણ નર એ?
સ્વસુભટ, શહિદ કે છે

અણુંદીઠ વિપ્લવવાદી ?
રે ! ભારત ગૌરવ ગાંધી !

ભારતના ઉજ્જવળ આકાશે
સ્વાધીનતા નવ ઇતિહાસે
કુમકુમ અંકિત લેખ લખાશે,
ભારત ભાગ્ય વિધાતા,
એ વિશ્વવિભૂતિ ગાંધી.

—શ્રી જ્યોત્સ્ના શુક્લ

( ૮૫ )

## ફિરસ્તાને અંજલિ.

( ૧ )

ભારતની ભોમનો મોહન મયુર આજ,
આકાશી વ્યોમ વાટ ઉડી ગયો
આશા ધ્રુવ તારલો આત્માનો હંસલો,
આજે અલોપ બની પોઢી ગયો.

( ૨ )

હિંદીના હૈયાનો દિલનો સિતાર એક
છેલ્લો રણકાર આજ મૂકી ગયો;
હે રામ ! હે રામ ! ઝીણી અવાજ આજ
મોહન તનમુક્ત થઇ મૂકી ગયો.

( ૩ )

બાપુના બોલ વિના સુના સંતાન સૌ
ભારતના બાલુડા રડતાં રહ્યાં;
યમુનાના નીર અને દિલ્હીના દુર્ગ સૌ
છાનાં આંસુડાંએ રડતા રહ્યાં.

( ૪ )

સત્ય અહિંસા ને શાંતિનો દેવદૂત,
ક્રાંતિ અહિંસા જગાવી ગયો;
સૈકાજુની ગુલામ ભારતની ભોમને,
આઝાદી હાંસિલ કરાવી ગયો.

( ૫ )

મોહન મહાન સંત દેવી ફિરસ્તાને,
લાખ લાખ વંદન પ્રણામો હજો!
મોહન પયગમ્બરને દેવોના દેવને,
લાખ લાખ અંજલિ પ્રણામો હજો!

—ભાનુ જ. શુક્લ.

( ૮૬ )

# રાષ્ટ્રના બાગબાં બાપુને.

( ઝૂલણા ]

મુક્તિના તીર લાધ્યા છતાંયે પડી
        રાષ્ટ્રની નાવ મઝધાર, બાપુ!
પાર તું થઇ જતાં કોણ કરશે હવે
        ડોલતી નાવ આ પાર, બાપુ!
શાહ ન્હોતો છતાં શાહને શાહ તું,
        દિગ્દિગંતે હતી આણ તારી;
એક તારા વિના આજ સૂનો પડયો
        હિંદનો ભવ્ય દરબાર, બાપુ!
ઘોર અંધારમાં આત્મની રોશની
        પાથરી પંથ ઉજ્જવલ કર્યો તેં,
તું જતાં એ વિકટ પંથ પર દેશની
        દોરશે કોણ વણઝાર, બાપુ!
પીડ પીડિત તણી પારખી સાંત્વને
        એમના અશ્રુઓ કોણ લોશે!
કોણ કરશે પતિત ને તિરસ્કૃત તણો
        પ્રેમભર ભાવ-સત્કાર, બાપુ!
ત્યાગ ને પ્રેમ સૌરભ બન્યા આત્મની
        સત્ય-અહિંસા જીવન મંત્ર તારો,

બાહ્ય શણગાર વિણ આત્મબળથી બન્યો
દેશનો દિવ્ય શણગાર, બાપુ !
સર્વ માનવ હતાં સંત, વ્હાલાં તને,
ભેદ તેં ક્યાંય ભાળ્યો ન્હોતો ;
વિશ્વ ઘેરી વળ્યો વિશ્વબંધુત્વનો
તાહરો આત્મપોકાર, બાપુ !
રાષ્ટ્રના બાગબાં ! રાષ્ટ્રના બાગને
હીર આયુષ્યનાં પાઇ પોષ્યો ;
પાક બલિદાન તુજ, ફૂલતો ફાલતો
રાખજે રાષ્ટ્ર – ગુલઝાર, બાપુ !

°બાગબાં=માળી

—હિંમત કુરેશી

( ૮૭ )

# સફર સહસા,

'અહો ગાંધી ! સાધી સફર સહસા આમ અકળી,
રચી આંધી, શાંતિપ્રિય જન, ન છાજે જ તમને !
ગયા – ના રોકાયા વચન ; જઉં છું ' એ ય વદવા,
ઘડી તો પૃથ્વીનું પણ સ્થગિત હૈયું કરી ગયા !

તમારે ના વૈરી, પણ જગતનાં વૈર સહુ, હા,
તમે બાંધી શત્રુવટ, પ્રણયની વેદી રચવા
ચહ્યું, વિન્ધ્યે અદ્રિ સમ વિચરવા શાંતિસદન.
મચ્યા એ સંગ્રામે કવચ ધરીને ગાત્ર પ્રભુનું.

હણ્યા એ સંગ્રામે ! પ્રભુથકી જ આ બાણ ઉતર્યું ?
તમોને વીંધી ગૈ સનન, કરુણા 'એ શું' પ્રભુની ?
મનુષ્યે ઝંખેલાં પ્રણય–સતનો સિદ્ધિ–પથ આ
અસત્–હસ્તે થાવું સતત હત, એ અંતિમ પથ ?

હજી રોતી પૃથ્વી, પ્રગટ ધરતીનાં રુદન આ
હતાં બાંધી, એને ગત કરી, પ્રભો ! તેં રુદનને
વધાર્યાં. યે ક્યારે રુદન સ્મિતમાં ના પલટશે. ?
અહો, પૃથ્વી અર્થે પ્રગટ તવ આનંદ ન થશે !

પૂર્ણથી પૂર્ણ એ તારા સત્ય–આનંદનો પટ
અપૂર્ણ, ધરતી–તીરે પ્રગટાવ, મહા નટ !

—સુન્દરમ્

( ૮૮ )

# સંત બાપુને.

અરર, ઓ પ્રભુ ! આજ શું થયું સુકૃત સંત દેહ અસ્ત રે થયો
અધિપતી હતો પ્રેમ સૃષ્ટિનો જગત હિરલો ચાલી રે ગયો
સકળ સૃષ્ટિમાં શોક ઉદધી કરૂણતા ખરે પાથરી ગયો
જગત જ્ઞાનની જ્યોતિ પુંજ એ જગત હિરલો ચાલી રે ગયો
અક્ષય પૂર હા ઉછળી રહ્યો ક્ષમન સિદ્ધીનો સ્વામિ રે ગયો
જગત હાય રે ચાકડે ચડ્યું જગત હિરલો ચાલી રે ગયો
અમર આત્મ એ જ્ઞાનથી ભર્યો ગરીબનો પિતુ સ્વર્ગમા ગયો
અમર આત્મને શાંતી શાશ્વતી પ્રભુજી અર્પજો સંત બાપુને

—જયમંગલ.

( ૮૯ )

# "અમર પંથના યાત્રીને—!"

( મંદાક્રાન્તા )

આવ્યો છેલ્લે મધુર રણકો બંધનો તૂટતાં તે,
દિલ્હી દુર્ગે ફરફર થયો 'બાપુ'નો એ પતાકો;
ગાજી ઉઠ્યાં ગિરિ, તરૂ, અને મુક્તિઘેલાં મનુષ્યો;
ગર્વીકાળે તિમિર ઉખડ્યું તેજ છેલ્લે સમાયું.

હૈયાં આજે તુજ નયનનો નેહ માગી રહ્યાં છે;
શોકાવેશે ઉરઉમળકા અશ્રુ વાટે વહાવે;
ગુલામીનાં સ્મરણ સરખાં આજ આવે ન કો હિ,
ને ત્યાગીની સતત વહેતી સત્યની નિત્યધાર.

જ્યોતિ તારી સકળ જગમાં આજ ભાસી રહી છે,
વિશ્વે તારી અમર કરણી ' દિવ્ય ' આજે બની છે;
ઓ યોગી! તું મરણ કરમાં આજ આવી ફસાયો;
કિંતુ તારી પ્રણય મૂરતી આજ પ્રત્યક્ષ પામે.

"બાપુ" આવી વિષમઘટના આંસુ સારી મૂકે છે.
ને વ્હાલાના જીવન સ્મરણો આજ ભાળી મૂકે છે;
આઝાદીના અડગ પથગી લેશ તું તો ચળ્યો ના;
કારાગૃહે શયન કરતાં વીર સ્હેજે ડગ્યો ના.

માર્ગે તારે હરખ વદને આજ લીધી વિદાય;
પાંત્રીસ કોટિ તનુજ પીગળે 'બાપુ' તારાં અરેરે!
ભલી એના વિરહવસમી વેદનાઓ નિહાળી;
ત્રાસે હૈયાં ગડમથલમાં નેત્રથી અશ્રુઢાળી.

તા. ૨૫-૭-૪૮ —ચંદ્રકુમાર બી. શાહ.

( ૯૦ )

# બાપુ ગાંધીજી.

ભારતમાને મુક્ત કરીને, અમર બન્યા મહાવીર–બાપુ ગાંધીજી !
યુગયુગનાં બંધન વજ્રજરશાં, ભેદયાં જીવનવીર–બાપુ ગાંધીજી !

ડોસીમાના રેંટીઆને, ભારતવાસી ભૂલી ગયાં,
ઘરઘરનાં અજવાળાં રૂડાં સાથે સાથે શમી ગયાં;
અદ્‌ભુત એ ડોસાને પગલે પામ્યાં અસ્ત તિમિર–બાપુ ગાંધીજી !

પરનું બોલ્યા, પરનું ચાલ્યા, પર રંગે રંગાયા જી;
પરનું ઓઢયું, પરનું પહેર્યું, પરના યશમાં ધાર્યા જી;
પરદેશીમાં ડૂબી ગયા હાં ! તાર્યાં મોહનવીર—બાપુ ગાંધીજી !

જાતે કરવું, જાતે રળવું, જાત વિના સૌ જૂઠું જી;
જાતે સૂઝવું, આગે બઢવું જાત પડે ઉદ્ધરવું જી;
સ્વદેશી આ છે, સ્વરાજ આ છે શીખવ્યું સત્ય ગભીર–બાપુ ગાંધીજી !

એકબીજાનાં, પ્રજા પ્રજાનાં, અંતરને ઓળખવાંજી;
વેર વિસારો, ક્લેશ શમાવો, પ્રેમ–સુધારસ પીવાજી !
ભવ્ય સાધના, મંગળ સિદ્ધિ, શિખવી માનવવીર–બાપુ ગાંધીજી !

સત્ય જ, હા ! જીવનની જ્યોતિ, સત્ય જગતઆધારજી,
સત્ય ન છૂપે, સત્ય ન હારે, નવજીવન દેનાર જી !
મંત્ર સુઝાડ્યા મનુજ–હિમાલય, સત્ય અહિંસા વીર–બાપુ ગાંધીજી !

—શ્રી મનહલાલ પ્રા. ભટ્ટ.

(૯૨)

# ગયા તમે ને.....

(અનુષ્ટુપ)

કારમી એક સંધ્યાએ સ્તબ્ધતા છાઈ'તી બધે,
ક્યાંકથી સુર આવતો "હણાયા બાપુ આજ રે!"

(મિશ્ર)

ના જીવ માને પ્રતિશબ્દ પાડતો,
"બને કદી શે" "કદી બાપુ તે મરે?"
કિન્તુ પિશાચી પૃથિવી પરે આ
પિશાચ લીલા કદી થંભી છે, ભલા?
રામાવતારે જનમ્યો જ રાવણ;
કૃષ્ણાવતારે ક્રૂર કંસ પાકીયો;
ના બુદ્ધ ઇશુ જીરવી શકાયા!
ગાંધીજીને ગોડસેએ હણ્યા ક્યાં!
જેણે ઉજાળ્યું આ વિશ્વ પ્રેમથી,
દેઈ ગયો જે નવ ભાવનાઓ,
કલ્યાણ અર્થે મનુ કેરૂ જ્યાં વસ્યું,
તેનૂં રે આવું થયું ક્રૂર મૃત્યુ.
મૃત્યુ! તું ધીરે મહાભાગ સાંઈ!
તારી તોલે હોય આ જીવ ક્યાંથી?
ઓ પુન્ય બાપુ! અમ બાળકોને
તજી અનાથી થઈ લીધ શે તમે?

કોના આધારે તરે આજ નૌકા
તોફાનીને ઘોર મ્હાસાગરે આ ?
ગયા તમે માનવતા રડે છે.
પૃથ્વી સારી અંધકારે ડૂબે છે.
તારી યાત્રા બાપુ જગ્તે અનેરી
આંસુ સારે વિશ્વકલ્યાણદેવી ".
દૂરે તું થાતાં જગ એકલું પડે;
તું વિણ બાપુ ! અહીં સર્વ અંધ છે.
જીવી જાણ્યું, ને મરીને ય જાણ્યું
તમે મરીને અમરત્વ પામિયા
શિવે પચાવ્યું વિષ દેવલોકને
પિયૂષ પાવા, તું ય ઝેર ગોર્ગના
થકી સુતો મૃત્યુની સોડ તાણી
ને તોયે તારે મુખે હાસ્ય રેલે !
બાપુ બીજા કાજમ આયખુ જીવ્યા,
બીજા કાજે મૃત્યુ યે વ્હોરી લીધું.
આધાર સર્વે જ ગયો, ગયો રવી,
થશે હવે જે જીવતાં થયું નથી ?

(અનુષ્ટુપ)

અહિંસા, સત્ય ને પ્રેમ જેને હૈયે વસ્યાં હતાં
વિશ્વ શાંતી તણો સ્વપ્ન દ્રષ્ટા, ઇશ તણો દૂત
ભારતના જ્યાં કલ્યાણ કેરી જેને દીલે હતી
મહાત્મા સંચર્યો સ્વર્ગે પૃથ્વીની સ્તબ્ધતાં વચી.

—નરેન્દ્ર પંડ્યા.

( ૯૨ )

## છેલ્લો કટોરો

છેલ્લો કટોરો ઝેરનો આ : પી જજો બાપુ !
સાગર પીનારા અંજલિ નવ ઢોળજો બાપુ !

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું :
ધૂતી દગલબાજો થકી ચડિયું પનારું :
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારું :
આ આખરી ઓશિકડે શિર સોંપવું બાપુ !
કાપે ભલે ગર્દન રિપુ મન માપવું બાપુ !

સુર અસુરના આ નવયુગી ઉદધિ–વલોણે
શી છે મતાગમ રત્નના કામી જનોને ?
તું વિના શંભુ ! કોણ પીશે ઝેર દોણે ?
હૈયા લગી ગળવા ગરલ ઝટ જાઓ રે બાપુ !
ઓ સૌમ્ય-રૌદ્ર ! કરાલ-કોમળ જાઓ રે બાપુ !

કહેશે જગત : જોગી તણા શું જોગ ખૂટ્યાં ?
દરિયા ગયા શોષાઈ ? શું ઘન નીર ખૂટ્યાં ?
શું આભ સૂરજ, ચંદ્રમાંના તેલ ખૂટ્યાં ?
દેખી અમારા દુઃખ નવ અટકી જજો, બાપુ,
સહિશું ઘણું, સહિશું વધુ : નવ ધડકજો, બાપુ !

ચાબુક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડા ઘણા છંટકાવ ગોળીબારના,

એ તો બધા ય મરી ગયાં, કોહી પડયાં, બાપુ!
ફૂલ સમા અમ હૈડાં તમે લોઢે ઘડયાં, બાપુ!

શું થયું, ત્યાંથી ઢીંગલું લાવો ન લાવો;
બોસા દઈશું, ભલે ખાલી હાથ આવો!
રોપશું તારે કંઠ રસબસતી ભુજાઓ.

દુનિયા તણે મોંએ જરી જરી આવજો, બાપુ!
હમદર્દીના સંદેશડા દઈ આવજો, બાપુ!

જગ મારશે મેણાં;ન આવ્યો આત્મજ્ઞાની!
નાવ્યો ગુમાની પોલ પોતાની પિછાની!
જગ પ્રેમી જોયો!દાઝ દુનિયાની ન જાણી!

આખર માનવ–જાત આકુળ થઈ રહી, બાપુ!
તારી તણી આ કાજ એ તલખી રહી, બાપુ!

જા બાપ! માના આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપરે જળ છાંટવાને
જા સાત-સાગર પાર સેતુ બાંધવાને,

ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ!
વિકરાળ કેસરિયાળને પંપાળતો બાપુ!
ચાહ્યો જજે તુજ ભોમિયો ભગવાન છે બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજો બાપુ!

—સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી.

[ * પ્રથમ ગોળમેજી પરિષદમાં ગાંધીજી ગયા તે વખતે રચાયેલું કાવ્ય ]

( ૯૩ )

# માનવ દેવ.

ત્રીસમી તારીખ જાન્યુઆરી માસની,
ભારતમાને ભાલે બહુ વસમી પડી;
શુક્રતણી સંધ્યાએ બાપુ સંચર્યા,
બોલન્તા 'હે રામ !' એ રામ બની ગયા.

જ્યારે જ્યારે ધર્મ તણી ગ્લાનિ થશે,
ને વધશે હા ! અધર્મીનાં રાજ જો,
ત્યારે ત્યારે આવીશ હું અવની વિષે,
એવા કંઇ સંકેત 'બાપુ' આવિયા.

પશ્ચિમના જુવાળે ભારતભૂમિ આ,
ઊંડા કંઇ અધારે ભાન ભૂલી ડૂબી,
ત્યારે બાપુ બત્તી હાથ ધરી તમે.
ને વાળ્યા હો પાછાં અમને પૂર્વમાં

દીધાં ગીતા, ચર્ખ અને સત્યાગ્રહ,
દીધાં દીધાં કંઇ કંઈ મોંઘા દાન જો;
તમ જેવાનાં પુણ્યે આવી સ્વતંત્રતા,
સાચવવાના આશિષ અમને આપજો.

અંધારાં તો ચારે કોર દીસે ઘણાં,
તેમાં બાપુ ! આપ દીવો થઈને રહો !
બાપુ ! આજે ત્રયોદશાને દિન જો,
તારે પંથે પળિયે એ હિંદડું ચ

પાંચે તત્ત્વો ભળી ગયાં છે પંચમાં,
ને બાપુનાં અસ્થિઓ નજરે પડે.
અવશેષો ને ભસ્મોને વાચા ફૂટે;
કહે છે સૌને “ કામે સૌ મંડી પડો ! ”

પ્રાતઃકાળે વહેલાં ઊઠીને સ્મરો,
પ્રાર્થન, કાંતણુ, ગીતાને ના ભૂલશો,
નિત્ય વાસુસેવન તો કરજો તમે,
ને ઝીલજો કંઇ રશ્મિઓ ભાનુતણાં.

બાપુજી ! અમ ભાનુ ભર્ગ વરેણ્યશા,
પ્રાતઃકાળે નિત નિત આશીષ આપજો !
પ્રમાદને આળસને સૌજન છોડશું,
વરસી રહેજો બાપુની આશીષ જો.

દેવ થઈને ભજીએ માનવદેવને.
બાપુજી સમ માનવદેવ નહિ મળે;
ભક્ત હતા તે ભગવાને જ ભળી ગયા,
રહી ગયા છે સ્મરણો માનવઅંતરે.

સત્ય હતું તે સત્ય મહીં જ ભળી ગયું,
ઋત હતું તે ઋત મહીં જઇને ભળ્યું:
વરેણ્ય ભર્ગો દેવ તણાં તો ધ્યાનમાં,
નિત નિત વર્ષી અંતરને અજવાળશે.

—ત્ર્યબકલાલ મા શુક્લ.

( ६४ )

# સુકાની ગાંધીજી.

( રાગ—ચોગી ભગતના ચાબખાનો )

વાલમા ! ડોલતી નાવ નીર રહી;
સુકાની બેઠો બાવન બ્હાર જઈ—વાલમા૦

મુક્તની નીરક્ષીરવિવેકી હંસલો,
કરુણાવન્તો મોરલો એ કંઈ;
શૂરાનો સિંહ અને ગરીબોની ગાવડીએ,
દૂઝી જીવનભર, ભાઈ !—વાલમા૦

સંઘ એ-ઝેરઘૂંટ પીતો ઝટ, દેવ અને
દાનવનાં દુઃખ શિર લઈ;
વિષ્ણુ એ-લાતની તો વાત કરી ! આપે ક્ષમા,
ગોળીઓથી ખૂબ વીંધાઈ—વાલમા૦

ભારતના ભાલનો એ કંકુનો ચાંદલો,
હરિજનની હૂંડી હાથ ગ્રહી;
મૂઠી મજૂરની એ હેવાતણ હેમચૂડી,
હાકેમ હજૂરનો એ સાંઈ—વાલમા૦

આગણીસ કરોડ કેરી સાચ બોલી જીભ, એના
દંત વિણ સૌમ્ય મુખ મહીં;
દેહું, શિર, હાથ, પ્રાણ એ એજ-સહુ-સાથ,
એની અડૂઈ આંકડોએ ગ્રહી !—વાલમા૦

પંખીનાં ગાન ન'તા,
પર્ણો સૂમસામ હતાં,
હવામાં લાખ લાખ હીબકાં સમાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

નીરવતા છાઇ હતી,
શોકિત વનરાઈ હતી,
ઝરણુંથી ક્રન્દનના કારમાં દબાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

ઈશુ ને સુક્રતુની
આપી ગઇ યાદ જુની,
આંખોમાં આંસુના ધોધ ઊભરાયા !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

હૈયાના હીર સીંચી
અનુપમ પ્રતિમાઓ રચી;
મહેકાવતી વિશ્વબાગ
અણમૂલ ફૂલવેલ લચી;
છૂંદી ઇચરી કૃતઘ્ન ! લઈ સુગંધ કાશ !
યુગતમના તારક ! તેજ ઓલવાયા !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

—'શશિન' ઓઝા.

કંઈ એવું એવું પળમાંહીં ઉડું, વાણી નીતરી:
'અરે બાઈ! એ ના! તુજ પતિ મર્યો ના ગણીશ તું,
ગયો મૂક્તિ કાજે સહુતણી, થયો એ અમર છે;
અને ગદ્‌ગદ્ કંઠે વધુ ન વહવા દીધ કંઈ તો
પરંતુ ઊઠાડી નિજ કર થકી, ને ઊભી કરી
ખભે માયાળુ એ કર રહી ગયો, ને ઉભરતી
બવાએલી આંખો મહીં ડબક ગાંધીચખ ડુબ્યાં.
અને પોતામાં એ નયનજળ લાવ્યા ભરી બધાં.
હતી થંભી વાચા, નયનજળ થંભ્યા પણ નહીં
અચિંતો ગાંધીના મુખથી શબ્દો કે સરી પડ્યા.—૩૦

અનાયાસે, 'બાઈ! તુજ સમ કંઈ હિન્દ રમણી
થશે સ્વામીહીણી, જનનીભૂમિ ત્યારેજ છુટશે,
—અને મારી હોળી પણ તુજ થી જયારે થઈ હશે.'—૩૩

—ઉમાશંકર જોષી

## ( ૯૮ )

# ધન્યભૂમિ.

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્યલેખ કંઇ ભ ય દિસે,
સહુ સાધુનો સાચો સાધુ સાબ્રમતિ જલ તીર વસે.
રસકસ તારો ફરી પાતાળો દેવલોક અહીં આવ્યો છે
ધર્મકર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે.

—ધન્ય ભૂમિ.

દિવ્ય તેજ એ દિવ્ય ફરીથી દેશપ્રેમ પ્રગટાવે છે,
પયગમ્બરી એ પ્રભા અનેરી હિલહિલ જ્યોત જગાવે છે.

—ધન્ય ભૂમિ.

મોહન તારૂં નામ મીઠડું રગ રગ ચેતન લાવે છે,
સેવાના એ સંત ગાંધીજી દર્શનથી મન ભાવે છે.

—ધન્ય ભૂમિ.

ધન્યભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્યભાગ્ય એ નંદનવન,
ધન્ય ભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રગટે પ્રભુતાનાં જન.

—ધન્ય ભૂમિ.

કાશી કે મથુરાંથી આજે રાજનગર કંઈ એર દિસે,
સાબ્રમતી જલ લોટી લોટી ગંગા યમુનાં આવી વસે.

—ધન્ય ભૂમિ.

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરીતા નીર,
ભક્તવર્ગને છે અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર.

—ધન્ય ભૂમિ.

—ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

( ૯૯ )

## અમર અહિંસા.

જ્યારે અમૂલ્ય શોણિત બિંદુ પડ્યા ધરા પર,
મૂળી ધરા વદી, " હું થઇ ધન્ય રે વિરલ નર
ઉતી ભલે ને હિંસા છે એક ક્ષણને લીધે
થઇ ગઇ અમર અહિંસા એ સ્વાર્પણને લીધે."
ત્યાં રક્ત-બિંદુ ઉન્હા વધા ચૂમી ચરણને,
" બાપુ તમે અમર થઇ મારી ગયા મરણને."

—અમીન આઝાદ

( ૧૦૦ )

## અનંતરૂપ.

( સારંગ )

પળે પળ જુજવાં રૂપે રે
બાપુ ! સુરત ત્હારી દીઠી....
મલીનતા છાઇ ધરતી એ તમસ ઘન પથરાયાં
માનવતાના ખંડેરોમાં પશુતા પુંજ ખડકાયા
પાપલીલા લહેરાઇ ચોદિશ પૂણ્ય બધાં બરખાયાં
નવસર્જનનાં સ્વપ્ન ગુલાબી ગણ મહીં રોળાયાં
મૃતઃ બનેલી માનવતાને ફરીથી સજીવન કરવા
ઝેર જગતનાં જીરવી એકલ, જગને અમૃત પાયાં
તે હિ મંગલ રૂપે રે
બાપુ ! સુરત ત્હારી દીઠી
સ્વાધીનતાનો જંગ મચ્યો તો નવસર્જનની વેળા
સ્વાર્પણરંગી રણુકમંગી, માનવ થયાંતાં ભેળાં

ઘોર અત્યાચાર સીતમનાં અસુર હળ ઊભરાયાં
સંહાર-ભક્ષી અગનઝાળમાં લખલખ શીત હોમાયાં
હિંસાના ઊન્મત્ત બળ સામે આત્મ બળ ટકરાવ્યું
'મુક્તિ-મરણુ'ના વીરલ મંત્રે અસુર-બળ નમાવ્યું
તે દિ મહારથી રૂપે રે
બાપુ ! મુરત લ્હારી દીઠી.
ભાગ્યહીન આ ભૂમિ ઊપર ક્ષણિક અંધ ભ્રમણામાં
ધર્મ અને મઝહબના નામે રૌરવ નરક સરજાયાં
ભાનભૂલી નિજ ભાઈ ભાઈનાં ખૂન પીવાને ધાયાં
વૃદ્ધ, શિશુ ને અબલાઓના ભેદ બધાય ભૂલાયા
'વેર શમે ના કદિ વેરથી, વેર શી જ શમવવા
પ્રેમ શાંતિના દઈ પયગામો અમન અગીઓ બુઝાયા
તે દિ અવધૂત રૂપે રે
બાપુ ! મુરત લ્હારી દીઠી.
દેવ મહેચ્છા મનુજ રૂપે ધરતીએ અવતરવા
ભુલાયલી કૃષ્ણ-ગીતાનાં ગીત ફરી ગુંજવવા.
બૌદ્ધ, ઇશુ ને પયગમ્બરનાં સ્વપ્ન સર્જન કરવા
રામરાજ્યની ભવ્ય કલ્પના પુનઃ જગે પાથરવા
જગ માંગલ્યન. પરમ પ્રવાસી, અનંત યાત્ર કીધી
વિશ્વને હુંફ દેવા કાજે, જાત જલાવી દીધી.
તે દિ બ્રહ્મસ્વરૂપે રે
બાપુ ! મુરત લ્હારી દીઠી.
યુગ અવતારી રૂપે રે
બાપુ ! મુરત લ્હારી દીઠી.

—ચંપકલાલ પરીખ.

(૧૦૧)

## રામભક્ત બાપુ.

આજે વિશ્વનો તારણહાર ગયો,
આજે ધર્મનો ધારણહાર ગયો,
સતજુગ પ્રવર્તક પ્રાણ ગયો,
આજે સર્વને સાચવનાર ગયો !

જુગજુગનો દૈવી સુપુત્ર ગયો,
આજે વિશ્વનો ભવ્ય વિશટ ગયો,
રામભક્તોનો રક્ષણહાર ગયો,
ધરા અંતરનો અભિરામ ગયો !

આજે કૃષ્ણનો કર્મનો યોગ ગુગ્યો,
આજે શંકરનો ય વૈરાગ્ય જલ્યો,
આજે જીસસનો સહચારી ગયો,
આજે મહમદનો રાહદારી ગયો,

અમને સુનાં મૂકી સાચો સાથી ગયો,
અમને દિક્ષા આપી ગુરૂમંત્ર ગયો,
અમને રાહ ચીંધી દ્રષ્ટિદાતા ગયો,
અમને પ્રીત આપી પિતા પોઢી ગયો !

રામરાજ્ય ઉપાસક સાચો ગયો,
દુઃખ અબ્ધિ પીનાર અગત્સ્ય ગયો,

ધ્રુવતારો અચાનક અસ્ત થયો,
જ્યોતિરૂપ પિતા આજે પોઢી ગયો !

જેણે રક્ત દઇ દઇ રક્ષા કરી,
તેની મંગલ કાયાને કોણે હણી,
જેણે પ્રાણ ભરી સૌને પ્રીત કરી,
તેને કોણે ભયાનક ગોળી ધરી !!

જેની પ્રીતની ઓળખ સૌને હતી,
જેની માયાભરી આંખ મીઠી હતી,
જેનાં અંતરના અમી પીને સદા,
દુઃખમાં ય ધરા પ્રીને હસતી હતી !

અસી ધારા વ્રતે રાષ્ટ્ર રક્ષા કરી,
જેણે જાગી સદા રખે વાળી કરી,
વિશ્વધર્મ ભરી હરીઆળી કરી,
વેદપુત્ર પરે ગોળી કોણે ધરી !!

જેણે હિંસાના સૈન્ય હઠાવી દીધાં,
પ્રીતે શત્રુના શસ્ત્રોને મ્હાત કીધાં,
વાણી મંગળની અમીધારા ઝરી,
ધર્મવીર પરે ગોળી કોણે ધરી !!

અશાન્તિમાં કાયા ઓગાળી હતી,
સુખ શાન્તિની સેજ ઢળાવી હતી,

હૈયે દુઃખીયાની ચિંતા જલતી હતી,
એવા જોગી પરે ગોળી કોણે ધરી ! ?

જેનો કાયાના રક્ષણ કાજે પ્રભુ !
હસી હસીને મસ્તક દેત પ્રભુ !
જેની રક્ષાને કાજ સદાયે જાગી,
અમે જુગજુગના વ્રત લેત પ્રભુ !

એની ચર્ણ ધુલી લઈ પુનિત થયા,
કહો કોણ એ દેવ અધીર થયા,
કહો કોના અભાગીના આચરણે,
અહિ સતજુગના તેજ અસ્ત થયાં ! ?

હવે સાગરો સાતે છોને ઉછળી,
જગ આ બધુ જલજલાકાર કરે,
એક મહા અનલ ભલે છોને બળી,
આ જગ બધું ભસ્માંકાર કરે !

ભલે સુરજની જ્યોત સળગી ઉઠે,
ભલે ચંદ્રકિરણેથી અગ્નિ ઝરે,
ભલે હિમનાં શિખરો શ્યામ પડે,
ભલે નદીઓના નીર પાછાં ફરે !

ભલે આંધી આવી સર્વ ભગ્ન કરે
ભલે રૂદ્ર આવી મૃત્યુ નૃત્ય કરે,

ભલે આકાશી તારાઓ તૂટી પડે,
હવે તેની તમા મને ના જરી યે !

આજે જ્ઞાનની વાતો યે ગમતી નથી,
અમને શાન્તિની ભીખો યે જચતી નથી,
પ્રશ્ન આવી રડે એક હૈયું ભારી,
આમ બાપુજીને ગો ી કોણે મારી !?

દુઃખ જ્વાળાઓ કેમે ય શમતી નથી,
ક્યાંયે આંખ જરા યરા ઠરતી નથી,
જાણે ધરતીમાં સત્યનો વાસ નથી !
રામભક્ત હૃદયે, રામ ક્યાંયે નથી !!

—શ્રી કુસુમ ઠાકોર
એમ. એ. (યુ. એસ. એ.)

( ૧૦૨ )

## દેવદૂત

"આકાશે યે કદી ન ઉગરે માનવી નાશમાંથી!
પાણીમાં યે જરી ન બચતો માનવી ત્રાસમાંથી!
પૃથ્વી પે ના ઘડી વધુ જીવે માનવી એવું યંત્ર
સારી શક્તિ સુજ કરતલે શોધ્યું મેં એવું જંત્ર
લાધી શક્તિ અખૂટ અણુંમાં, શક્ય છે સર્વનાશ
મારે કાજે સરલ સઘળું માનવી હું વિરાટ"
સૂણે બોલો જગત જનની મસ્ત એ માનવીના.
વિચારી ને થરથર ધ્રૂજે, બોલ એ માનવીના!
સૃષ્ટિનો શું પ્રલય સમીપે? સર્વનો નાશ થાશે?
હિંસા કેરા અસુર બળનું આજ સામ્રાજ્ય થાશે?
મારો આજે શિશુ કંત થૈ ક્રૂરતામાં વિલાસે!
ત્યાં તો આવ્યો પુનિત જગમાં સ્વર્ગથી દેવદૂત:
"ના, ના, એવું કંઈ ન બનશે, માનવી છે સપૂત.
એ તો આજે ફસી સરી પડ્યો આસુરી જાલમાંહે
આવ્યો એને ઊંચકી મૂકવા હું નવા માર્ગમાંહે.
ઝંઝા થાયે કદી ન ડરશો, સૃષ્ટિ ના નાશ થાયે
મારે હૃદયે અમર દીવડી પ્રેમની ના વિલાયે
જ્યોતિ એની જગત ભરશે, શાંતિ સામ્રાજ્ય થાશે
પૃથ્વી થાશે સ્વરગ સમી ને માનવી દેવ થાશે."

—પ્રપન્ન ગો. કાછ.

( ૧૦૩ )

# સંત – સાધના.

વિષાદે નેણુ ઘેરાયાં થંભેલા કાલ-દેવનાં,
અંકાતી રેખ ચિંતાથી પૃથ્વીના ભવ્ય ભાલમાં;
આભ આગ્નીયંઘેરું ને મરા અશ્વત્થ સૌ હિયા,
જાવિના ચિંતને આજે વિશ્વશિલ્પી ડૂબી ગયા!
મૌન નિર્વેદની છાયા સર્વને ચિત્ત ફેલતી,
અંધારાં જાગતાં દૃષ્ટિ ચોકબારે ઢળી રહી.
વિશ્વયુદ્ધે વલોવાતાં પૃથ્વીનાં કંઠ માનવી
મુક્તિ-બન્ધુત્વ-જોગીનાં કષ્ટ પેખી રહે રહી
મુક્તિ ને ઉન્નતિ સૌની સંત ગોપાળનો ચહી
અર્પે છે આજ આહુતિ અમૂલી જિન્દગી તણી! —૧૦

✠

"સૃષ્ટિમાં સાધુતા વ્યાપે, પ્રેમગંગા વહે બધે,
અહિંસાનાં અમી પીને માનવી-આત્મ પાંગરે
"સેવાની સૌરભે સૌની જિંદગી ધન્યતા વરે,
ત્યાગની નિર્મળ કંથા સસારે સર્વ કો ધરે.
"અસત્યો અસ્ત પામે ને શમે અન્યાય શૂન્યમાં
સોનેરી કિરણો વિશ્વે ફેલાયે પુણ્ય-સૂર્યનાં
"પીંજરાં સર્વ તૂટે ને માન મુક્તિતણાં રમે,
નિશ્ચિંત બીન સંગાથી મુગ્ધ આત્માને બઢે."

✠

-શંખના ઘોર નાદો જ્યાં કાળજું વિશ્વનું ચીરે,
વેણુ ત્યાં સંત ગાંધીની બાજતી કોમળા સ્વરે. ૨૦

બસૂરા વાદ્ય ઉત્ક્રોશો ચોગમે તોય સંતની.
ત્યાગ ને પ્રેમનાં ગીતો રેલતી ધીર બંસરી,
(કિન્તુ સંતોતણા પંથો વિપત્તિપૂર્ણ છે સદા,
સિદ્ધિએ સિદ્ધિના ગર્ભે આકરી દીર્ઘ સાધના !)
સ્વાર્થ વંટોળ જ્યાં જામે, ક્ષુધા સત્તાતણી કહે.
'ત્યાગ-મુક્તિ-અહિંસા'ના સૂર ત્યાં કોણ સાંભળે ?
વેરની રંગભૂમિ ને લોહીની મ્હેફિલો ઊઠે,
પ્રેમ-બન્ધુત્વની બંસી કોણ ત્યાં નવરું સુણે ?

✠

શ્રદ્ધાની સ્થિરતા તોયે સન્તના સૂરમાં વસે,
વિપત્તિ-વર્ષણો ઝીલી આત્મ ઉલ્લાસમાં લસે ! ૩૦

ફુંફાડા ઝેરીલા સામે, રોષના ઉગ્ર તાપમાં,
એનો તો અર્ઘ્ય ફૂલોનો, અંજલિમાં સુધા સદા.
"મુક્તિનાં તોરણો જ્યારે લ્હેરશે દેશ-દેશમાં,
શસ્ત્રને ભૂલશે જ્યારે વિશ્વકેરી પ્રજા-પ્રજા;
સાધ્ય ને સાધનો સર્વે શુદ્ધતા પામશે યદા,
મંગલા વિશ્વ-શાન્તિનાં સોણલાં મ્હોરશે તદા !"
સન્તની આર્ષવાણી આ ખંડ-ખંડે ફરી વળે,
ખેલાતા તાંડવે પાણી એની એ મોરલી બજે.

✠

"ધર્મો ને સંસ્કૃતિકેરી રક્ષા તો માર્ગ એક આ
બંધો ને વિશ્વમાં ભ્રાતા તેમ છે શાંત એક આ। ૪૦

"ધૂએ જે મેલ બીજાના શુદ્ધ તેને થવું રહ્યું !
અંધારાં કેડરાં જેને તેજ તેને થવું રહ્યું !
"દુષ્ટથી દુષ્ટનો નાશ વિશ્વમાં સંભવે નહીં !
દુરિતો અન્યનાં પાપી વામી ના શકશે કદી !
"અન્યનાં પીંજરાં કેરાં પંખીઓ મુક્ત જે ચહે,
પોતાનાં પંખીડાંને તે શીદને પીંજરે રૂંધે ?
વેરનાં સર્વ વૃક્ષોનું બીજ સ્વામિત્વ–વાસના !
જેનું જે હોય તે તેને–સાચી એ ન્યાય ભાવના !
"વિશ્વના હિત કાજે ને પોતાના લાભ ખાતરે,
જેનું ના હોય જે તેણે તે ઘટે ત્યાગવું ખરે ! ૫૦
"અને જો એમ ના તો તો"–થંભીને સંત ઉચ્ચરે,
'જેનું જે હોય તે તેણે પામવું નિશ્ચયે ઘટે !"

✠

સત્તાની મોહિની કિન્તુ પાઠ આ ના પઢાવતી !
નિર્બલોની ભુજાઓ આ સૂત્ર–સિદ્ધિ ન પામતી !
ડૂબતા વિશ્વને તેથી સંત–સંદેશમાં મળી,
ગાંઠાં તોફાનમાંથીયે પાર ઉતારતી તરી !
કરેરા હ્રદય હૈયાંની વેદના શબ્દ ધારતી,
નિરાશા ઘોરમાં આશા–જ્યોતની રેખ લાખતી.

✠

"જેનું જે હોય ના તેણે તે બધું ત્યાગવું રહ્યું !
જેનું જે હોય તે તેણે નિશ્ચયે પામવું રહ્યું ! ૬૦

અહિંસા-લેખિની લેઈ રચો સૌ વિશ્વ કો નવું,
જેમાં ના હોય સામ્રાજ્યો—ગુલામી—યુદ્ધ ભૂતડું !
"લૂંટ ને શોષણો સૌની વિશ્વમાંથી સિધાવજો !
અનસ્તિત્વે બધા ભેદો વિશ્વકેરા વિદાય હો !
"પીડાતાં ને પીલાતાં સૌ ! શૃંખલાબદ્ધ માનવો !
વિશ્વના ઘુમ્મટો નાદે સત્યના આ ગજાવજો !"
—વિશ્વને આંગણે ઘંટા માનવીવર્યની બજે,
પ્રભુની ઓથ પામીને ઘોષ એ વિશ્વને ભરે.
ગુલામો જાગતા ઘંટા ગાંધીની બાજતી સુણી,
'સેનાની થાવ !'—ગાંધીને એમની પ્રાર્થના ઊડી ! ૭૦

આત્મની પ્રેરણા સંતે શામીને કેમ ઠેલવી ?
કાચા આ કુંભ કાજે શું કરે એ આત્મ-ઠેકડી ?
હસ્તમાં સત્યનો ઝંડો, અહિંસા નેત્રમાં ભરી,
વેદનાઓ કરોડોની-પાય સામર્થ્ય એ લરી,
ફકીરી ને ફનાગીરી બખ્તરે દેહને સજી
સંત એ આર્તને અંકે આત્મશક્તિ રહે ધરી !
સત્તાનાં વાદળાં ત્યાં તો શ્યામ ગર્જી તૂટી પડ્યાં !
ફાડીને કારમી દંષ્ટ્રા અંગારા વેરતાં રહ્યાં !
ઘેરે એ સંતને કાળી અંધારી છાંયમાં જ્યહાં

લોકનાં પૂર વર્ષોથી દબાયાં મસ્ત ઉછળ્યાં ! ૮૦
ખાળે છે જેમ તોફાનો પુરનાં, તેમ વાધતાં !
લોકનો પ્રાણ જાગે જ્યાં બન્ધ તજતો દળી જતો !
આઝાદી યાચનારાનાં ટોળાં ગર્જીને વધ્યાં !

✻

ન્યાયને માગનારાંઓ લોખંડી એડીએ મર્યાં !
બાળી આ ઘર્ષણો ઘેલાં સત્તા ને લોકપ્રાણનાં
કમ્પે છે સંતનું હૈયું આંસુઓ નેણુ સારતા !
"હજુ મોડું થયું છે ના"—સંતની નમ્ર યાચના
"જેનું જે હોય તે તેને-સાચી એ ન્યાય-ભાવના !"

✠

"અમારા બાપ-દાદાનું મેળવ્યું શું ગુમાવવું ?
મહા સામ્રાજ્યનું સોનું મૂર્ખ થૈને લૂંટાવવું ? ૯૦
"જેનું જે હોય ના તેણે તે બધું ત્યાગવું રહ્યુ"-
તરંગી સ્વપ્નદ્રષ્ટાની ધૂનમાં શું ફૂલી જવું ?
ગાંધી તો લોકની ગાંડી હિસાકેરા ભૂગર્ભમાં !
હજુ છે હાથ લોખંડી અમારા, ના ભૂલી જતા !"
—મદીલી આંખ સત્તાની, ખુમારી ખૂબ કંઠમાં,
સંતની પ્રાર્થનાઓની ખુલી ને ક્રૂર વંચના !

✠

વિશ્વ-માંગલ્યનાં કર્તા ન્યાય ને સત્ય કાજે એ
યુગર્ષિ યજ્ઞ પ્રારંભે—તપશ્ચર્યામહીં ગરે !
પ્રભુ હે ! સંતની રક્ષા હવે તો હસ્ત તાહરે !
અમારાં પાપ ધોનારા સંતને તું ઉગારજે ! ૧૦૦

—હસિત હ. બુચ.

નોટ —ઇ. સ. ૧૯૪૨ની લડત વેળા પૂ. બાપુજીએ ૨૧ના ઉપવાસની સ્મૃતિરૂપે આ કાવ્ય છે.

[ ૧૦૪ ]

# ઐક્ય–નિર્માતા

( રાગ : જનગણમન અધિનાયક જય હે )

જય મોહનની પુણ્ય જયંતી
જય જય ભારત માતા
જય હો, જય હો, જય હો,
....જય૦

ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ
દેશ વિદેશ વિખ્યાતા;
દુઃખ દારિદ્ર વિન તૃષ્ઠ જય હો
ભારત ઐક્ય નિર્માતા........જય૦

સત્ય અહિંસા અત્રઃ પ્રચારક
ક્રમ વિધાયક દાતા;
ખાદી ઉદ્યોગ સંસ્થાપક જય હો,
ચિર આઝાદી ધ્યાતા ........જય૦

—સત્યાન્વેષક

(૧૦૫)

# મોહન વીર

પોરબંદરમાં જન્મ્યો હતો, અને પોઢયો જમના તીર,
એનું નામ મોહન છે, જેણે પવિત્ર કર્યાં નદી સમુદ્ર નીર,
અમર રહો મોહન વીર !

કરી દાંડી કિનારે કૂચ, મુઠી મીઠું હાથથી લીધું ત્યાંય,
અંગ્રેજોના અત્યાચાર દેખીને, મન ન માન્યુ મ્હોંય,
અમર રહો મોહન વીર !

સુખ સાગરમાં ઉછર્યો, લીધી ફકીરી હાથં
દુઃખીયોનો બેલી થયો, સુખીયાને નહિ સહાય,
અમર રહો મોહન વીર !

એ ન જાણતો હોય તો જાણજે, એ પોરબંદરી વીર,
એનું નામ મોહન છે, જેણે દેશને અર્પ્યાં ચીર,
અમર રહો મોહન વીર !

સને ૧૯૪૨ ની લડતમાં, 'દેસાઈ' ને 'બા' રહ્યાં જેલ મ્હાંય,
એક સાથે બન્ને પોઢયા, આગાખાન મહેલ માંય
અમર રહો મોહન વીર !

સર્વે કહે છે સાબરમતી સંત એ, હિંદનો મહંત એ,
હરિજનનો ઉદ્ધારક એ, સર્વેનો વિદારક એ,
અમર રહો મોહન વીર !

—શ્રી. હાસ્યરશ્મિ

( ૧૦૬ )

# વિજય પ્રસ્થાન

એણે કીધું વિજય પ્રસ્થાન;
એ તો ચાલ્યો બેસી વિમાન. એણે૦

નરભારતનો ઇતિહાસ ઘડ્યો કે, આપી નવલ દેશ
ભારતી-બંધન એણે છોડાવ્યાં, સ્વતંત્ર કીધો દેશ
જેણે દીધાં પ્રજા કલ્યાણ : એણે૦

ધર્મ ધ્વજા ફરકાવી કેવી, ભૂલાવવા સૌ, ભેદ,
રોમ રોમમા રમતાં જેના, માનવતાના વેદ.
જેણે દીધી અમુલખ લ્હાણુઃ એણે૦

જેની જોડી જડે ના ક્યાંયે, જગત તણે ઇતિહાસઃ
સ્વર્ગારોહણ થાતાં જેનું, કરૂણા વ્યાપી ચોપાસ.
જેનાં દુનિયા ગાતી ગાન. એણે૦

ઝગમગ ઝગતી સેવાજ્યોતિ, એના તેજ અપાર
સંતપુરૂષના જીવનમાંથી, શીખીએ સૌએ સાર.
જેણે પાયા અમૃતપાનઃ એણે૦

દીધી સંકેલી જીવનલીલા, પૂર્ણ કરી નિજ કાજ,
પ્રજા સ્મરે છે પુણ્યપુરૂષ એ, આપ્યું જેણે સ્વરાજ.
જેને વિશ્વે દીધાં સન્માનઃ એણે૦

- મુળજીભાઇ પી શાહ

(૧૦૭)

# ગયા બાપુ

મોટા ઘરનો મોભ તૂટયો આ ? કે વ્હાણનો કૂવા-થંભ !
ફાટયો પ્હાડનો પ્હાડ હિમાલય ? કે આ કો ઘોર ભૂ-કંપ ?

બની લોમ ગાંધી વિનાની !
તૂટી હાય ! હાંડી ધરાની !

સાગર આખો ઘોર ખેડીને નાથ્યા ઝંઝાવાત,
હાથવેંત ત્યાં આવ્યો કિનારો ત્યાં આ શેરે આઘાત !

ખરાએ હાવી પછાડી
મૃત્યુ, તેં નાવ અમારી !

ગયા બાપુ ! જ્ઞાત ગયુ શુ ? ગયા પ્રેમ ને ત્યાગ !
ગયા ગાંધી ! સત્ય ગયું શું ? ગયા શીલ-સોહાગ !

મનુકુળભાનુ ભૂંસાયો ?
ધરાનો પ્રાણ હણાયો ?

મૃત્યુ, આજ હા ! જીતી ગયું તુ, સબર તારો અંક !
અમ પ્રતિ તું જુવે હવે શે ? આજ અમે સૌ રંક !

નોઆખાલીને ગોદકો લેશે ?
બાપુ વિના હૂંફ કો દેશે !

— શ્રી. સ્નેહરશ્મિ

(૧૦૮)

# નાવનો સુકાની

નહોતાં જાણ્યાં રે બાપુ! તારાં આવાં પ્રયાણ
ઓ રે ભારતનાં પ્રાણ!
મધદરિયે નાવ થંભી, છોડી ચાલ્યો સુકાન—
ઓ રે ભારતનાં પ્રાણ!

લાખો નયનોની આશ, કોટિ ઉરનો ઉજાસ,
બુઝાયો દીપ, આજે નીરખું હૈયાં હતાશ,
થંભી અવની આઘાતે, ઝંખતું આસમાન—ઓ રે૦

તારી હાકેથી બાપુ! દિગ્પાળો ડોલિયા ને
ડોલ્યા રે જુલ્મીઓના તાજ,
સતની સમશેર વીંઝી ચાલ્યો તું સંત! તારો
આલમમાં ગાજિયો અવાજ—ઓ રે૦
તારાં તપથી અહીં જાગ્યાં મોંઘેરાં મુક્તિગાન—ઓ રે૦

પ્રલયના પૂર સામે ઊભો તું પાળ બાંધી,
દુનિયા થઇ દંગ બાપુ! ઊભો રોકીને આંધી.
તારા આતમના તેજે થંભાવ્યાં તેં તુફાન—ઓ રે૦

ચાલ્યો રે તપસી કરીને કાયાનાં પિંજર ખાલી
ઓ રે ઓ રે એની કાયાનાં પિંજર ખાલી,
છેલ્લી આહુતિ થઇને હંસ મારો જાય હાલી.
શાં શાં સ્વપ્નો અધૂરાં મેલી કીધાં પ્રયાણ—ઓ રે૦

વિશ્વના તાત! હળવે ગાંધીને ગોદ લેજો,
જાણી ના જિંદગીમાં એણે તે શાંતિ દેજો.
આવે છે તારી પાસે ધરતીનો તારણહાર,
આવે છે રાષ્ટ્રની સ્વાધીનતાનો સરજનહાર,
સૃષ્ટિ સરજીને તેં ના દીઠાં આવાં બલિદાન—ઓ રે૦
મધદરિયે નાવ થંભી, છોડી ચાલ્યો સુકાન—ઓ રે૦

—નાથાલાલ દવે.

## ( ૧૦૯ )

## શરમ ! શરમ !

( રોળાવૃત્ત )

શરમ શરમ કિરતાર કાળ ચક્કરના ધારી!
તું કરે કામ આ જગત વિષે અવિચારી;
કંઈ ક્ષુલ્લક ક્ષણ જીવ પશુપંખી, માનવ તું ધારે,
એ કીટ કોટિથી મહાન આત્મને તું ન ઉગારે?

શરમ શરમ બ્રહ્માંડ સર્જતા બ્રહ્મા તમને!
એક અમર પુરુષ છિનલિયો : લાજ ના લાગી તમને?
તેં પંચતત્વથી વધુ એક કહી શોધી જોયું?
રે જુગ જુગ જૂનું જીવન વૃથા તેં આખું ખોયું?

શરમ શરમ 'શિવશંકર! કંટક મારગ નાખ્યા,
તેં વિપ્લવમાં અપવાદ કરી નવ રાખ્યા;
શું યોગીજન તણી ખોટ સ્વર્ગમાં હતી,
આમંત્રણ દીધું અનન્ય લોક—વિભૂતિ?

શરમ શરમ રે વિશ્વ! વ્યોમ વાદળની નીચે
તું ઊભું રહ્યું મૂલહીન—જીવન અમૃત નવ સીંચે
એક મૃતાત્માના તન ઉપર, જે હતો જગનો તારો?
આણ અંધકારમાં અથડાતા આતમને નથી સહારો.

શરમ શરમ રે સૃષ્ટિ! તાહરા નિયમો ક્રૂરા,
જીવ જીવને હણે, કરે કદી ક્ષણમાં પૂરા;
રે ધરધર કંઇ અપવાદ દે નહિ સહુને મરવા,
કંઇ સંજીવની સરજાવ મૃત્યુથી કદી ઊગરવા.

શરમ શરમ જગલોક! આજ સહુ અસ્ત્ર સારો,
તુજ બુદ્ધિ—સર્જ્યાં શસ્ત્રઃ તીર, બંદૂક, કટારો;
જે થકી શત્રુ ને મિત્ર સ્વાર્થે લડતાં પરવાર્યાં,
રે મહાત્મન હણતાં પાપી હાથ નવ હાર્યાં!

શરમ શરમ ભૂમિ ભરતખંડ! તુજ નામ લજાયું,
તુજ સુકિર્તિતણા કંઇ પ્રથમ પૃષ્ટ પર કલંક છાયું;
કંઇ સહસ્ર સાલ સુધી ય સંત એવા નવ લાધે,
જે જગત પ્રેમને એક તાંતણે બાંધે.

શરમ શરમ હિમગિરિ! હિમાચલ નામ શે રાખ્યું?
તેં પ્રલયકાળથી પ્રથમ જરી ના ભવિષે ભાખ્યું?
ક્યાંથી ભાખે તું શ્વસુર શિવ—સંહારક કેરો!
રે ઊગ્યો લધ્યો અનર્થ, આવતો યમ નવ ઘેર્યો!

શરમ શરમ જમુનાજી ! પતિત પાવન કરનારી ;
તું બાલપ્રભુ લઈ જતા વસુને પથ ધરનારી ;
રે ધિક્ ધિક્ તુજને આજ કૃષ્ણ સમ 'મોહન' બાળ્યો
તુજ તટ પર, યમને જતાં જરી નવ હાર્યો !

શરમ શરમ મહારાષ્ટ્ર ! સરજિયા જ્યાંહી શિવાજી,
ત્યાંહી ભૂત ભયાનક ભયો બગાડી ભારત બાજી !
રે શૂરવીરતા નવ સૂઝી લોમનું રક્ષણ કરવા !
ધિક્ પ્રગટી પશુતા રાષ્ટ્રપિતાનું ભક્ષણ કરવા !

શરમ શરમ હે ધરમ હિંદુ ! પાતક તે વ્હોર્યું !
સજન જુના તુજ સંસ્કૃતિ-તરુ પર વિષફળ મ્હોર્યું ;
તુંજ વેદ, પુરાણને કર્મ, ન્યાય નીતિ—ક્યમ વિસરાયાં !
રે ભ્રષ્ટ મહાત્મન હણ્યો, જાણ બીજ-પતન થાય !

શરમ શરમ ધિક્ કલમ ! મરણની કથા ચીતરતી,
તુજ રેખરેખ નિત રહો હૃદયની વ્યથા નિતરતી ;
રે તાત આજ મુજ ગયો, માત ભારત રહી રોઇ,
આમ અપંગ સહુ સંતાન, સહારો અબ નવ કોઇ !

—ગોપાલન.

(૧૧૦)

# સર્જકનું આંસુ.

( ઉપજાતિ )

એ તો કદી.....................
સંસ્કાર ને સંસ્કૃતિ સત્ત્વહીન,
ચૈતન્ય આનંદ દયા વિહીન,
અશુદ્ધિ ને માનવ તત્ત્વ હીન,
અનિષ્ટ પાપે, દુઃખ ભૂખ રોગે
વળી અનાચાર અનીતિ કર્મે
કુસંપને ભેદ ભરેલ ધર્મે
અકલ્પ્ય આવું જડતા ભરેલું
જ્યાં સર્જકે સર્જન વિશ્વ કેરૂં—
નિહાળ્યું ; ત્યાં તો નિજ ચક્ષુમાંથી
ખરી પડયું એક અમૂલ્ય અશ્રુ
જે ગાંધી રૂપે પ્રગટયું જગે આ
ઉદ્ધારવા માનવ પામરાંને !

—કુસુમચંદ્ર મહેતા

(૧૧૧)

# જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો.

નિરાશાના અન્ધારની પાર ચાલ્યો :
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

✠

યુગોના અરત યત્નથી ઊભું થાતું
જીવન ભવ્ય ઇન્સાનિયતને ચણાતું
અધૂરૂં હતું..........ત્યાં નિહાળીને એને
અચિંત્યુ, ધુણીને રસાતાળ જાતું,
ઇમારતનો થઇને એ આધાર ચાલ્યો :
જુઓ તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

✠

હજારો વરસની શહીદીના ચાળા
જુઓ, પાડતા છાયે આજે ધુમાડા :
ઝીમાડા જક્ષાવન્તી ઇન્સાનિયતના
ભભૂકી ઊઠી ઘોર હિંસાની જ્વાળા !
એ વચ્ચે બનીને સુધા – ધાર ચાલ્યો :
જુઓ તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

✠

પળે પળ નવાં પાપ કેવાં ફૂટે છે !
(કે) મહા આસ્તિકોની ય શ્રધ્ધા ખૂટે છે !
અસુરોનાં તીરો ખુદ ખુદાનેજ તાકેજ !
ખુદાનીજ છાતી ચીરતાંજ છૂટે છે.

એ છાતીની થઇને મહાઢાલ ચાલ્યો
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો

✠

ડૂબવતા પ્રલય પાપસાગરને નીરે
ડૂબે નાવ માનવ્યનું, આવી તીરે !
મનુજ-ચરનની ઘોર નાદારી ગાતું
કરુણ કોંણી કેરી લકીરે લકીરે
એ કીરતીનો થઇને કરણધાર ચાલ્યો :
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

✠

ઊરે લ્હેરતી દિવ્ય આત્માની જ્યોતે
સજાયો થવા સૃષ્ટિ શણગાર પોતે
એ ઇનસાન ભૂલી નિજશાન આજે
વહ્યો આત્મ-હત્યાને અંધાર ઓતે !
તણાતાની થઇ પુણ્યની પાળ ચાલ્યો ;
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

✠

હજારો ફણાઓ થકી ઝેર વમતો
જીવન કેરી જમનામાં મૃત્યુ શો ભમતો
નથાયો હતો. કૈંક....તે વિફરીને
ફરી આદરે આજ સંહાર રમતો !
એ કાલિયનો કરવા ઉપચાર ચાલ્યો :
જુઓ, તેજનો ભવ્ય અવતાર ચાલ્યો !

—કરસનદાસ માણેક.

( ૧૧૨ )

# સત્યનો સુકાની.

બાપુ, તું છે આધાર અમ તણો એ વિસરે,
છોડી ગયો તું અમને ભર દરીએ અરેરે.
થયો સુકાની સત્યનાવનો, એ કેમ વિસરે,
ત્યાં બાપુ તું પરલોક પંથે સિધાવ્યો રે.
તારાં દર્શને હિંદજન સૌ મુગ્ધ બને,
અતિ પ્રેમ તું અમ અંતર ઉપર આવરે.
અંબરમાં જ્યાં લગી રવિ, શશિ પ્રકાશે,
ત્યાં સુધી સંતો આ જગમાં અમર બનશે.
તેં જ્ઞાનના તેજથી નવ પ્રાણ પૂર્યા આઝાદીમાં,
દિવ્ય લોકમાં ગયો તું, અમરતા મેળવી જગમાં.
હિંદ બધું ગુલામ હતું, આઝાદ તુજથી બન્યું,
દિવ્ય અંજલિ અર્પી તને, ઋણ મુક્ત બન્યું.

૨૬-૧૨-૪૮ —જીવણજી ઠાકર.

(૧૧૩)

# થશે ક્યાં મોહનને મળવાનું.

કહો પ્રભુજી હવે થશે ક્યાં મોહનને મળવાનું,
  ક્યા કુરાન–પુરાણ તણાં ક્યાં સાથે સાંભળવાનું.—ટેક.
બાપુ તણે ઝુંપડલે રમતા સહુ જાણે નથી છાનું,
  રામ અને રહીમાનને સાથે જડશે ક્યાં જોવાનુ—૧
નાવ કિનારે પહોંચી ડુબ્યું, બન્ને લોક તરવાનું,
  અદ્રશ્યને આધીન જગતએ, પાઠ ચિત્તે પઢવાનું.—૨
સર્પણિ પેઠે છોરૂ ભરખ્યાં, જનુની નથી જરવાનું,
  બાકી રહ્યું'તું માતા તારૂં શું ખપ્પર હજી ભરવાનું.—૩
સંતપુત્રનાં રૂધીર ઝીલ્યાં તેં, ભાગ્ય નથી ફરવાનું,
  હત્યાઓને રોકણહારૂં, ખોયું ક્યાં નિરખવાનું.—૪
રામકૃષ્ણનાં ઓઠાં આપી સૌ કહેશે વિસરી જવાનું,
  શબ્દ ભલે સૃષ્ટિને ઠારે પણ હિશ નથી ઠરવાનુ—૫
'કાગ' કહે જવાહરને કે'જો, લેશ નથી રડવાનું,
  ગાંધીજીનું વ્હાલું વ્રત એ, આપણે આચરવાનું.—૬

—ભક્ત કવિ દુલા કાગ

(૧૧૪)

# વિશ્વનો મનુષ્ય

તેજ નથી ચન્દ્રનું તુજ તેજ સમાણું,
આભ થકી પહોળું હૃદય જેહ પ્રમાણું;
સૂર્ય તણાં કિરણ એક વાત કબૂલે,
ક્યાંય જવાનું થયું તુજ ત્યાંય વહાણું,
હેત તણાં હોજ સમ આંખ તહારી,
સુહૃદ તણા ધામને હું શુંય વખાણું ?
તેહના ઉપવાસમાં અલૌક મઝા છે,
જેહ હાથમાં રહ્યું ઉમંગ અથાણું;
તાદૃશ પડેલ બોલ કોણ ન ઝીલે?
નામ જેનું વિશ્વમાં છે આમ લખાણું;
પાંસળી તહારી અહિંસાનું પારણું,
આપ હોંશ ભેર દિધા ઘાત—તરાણું,
જાત જાતના અનેક ઝેર વધાવ્યા,
ના કર્યું પસંદ લેશ ભાર જુદાણું;
સંતના ચરિત્રને 'પતીલ' શું કહે?
એક વધી જિંદગી છે એક ઉખાણું.

સમસ્ત દેશે
ઠરી ગયા દીપક સર્વ જ્યારે,
તારો જલે પ્રોજ્જ્વલ દીપ ત્યારે; ૨૦

ભાંગી ગયા સર્વ જહાજ જ્યારે,
મારી હલેસા તું ધપે કિનારે.
જ્યારે બધા મ્લાનમુખે ઢળી પડ્યા,
તું એકલો ચેતનનો પ્રવાસી
દિગંતરોના મધુ મર્મ ગુંજતાં,
ઉડાડી મૂકે સહુની ઉદાસી.
ફરી ફરી એ જ પ્રસુપ્ત શાંતિમાં
મૂર્છા ખાઈ પડી ગયું બધું સૃષ્ટિનું લોક જ્યારે.
તારો તો ચાલતો શો અવિરતગતિથી
રેંટિયો રોજ ત્યારે. ૩૦

—મોહનીચંદ્ર

(૧૬૬)

# કાવ્યાંજલિ.

( મંદાક્રાન્તા )

.................................................................... !

.................................................................... !!

સ્વર્ગથી કે શુભ વહેવવા નૂર ચાલી ગયું શું ?
છોડી કાયા અમર બનવા આત્મ તેજે બળ્યા શું ?
સાચા હિંદી રહી અહિંસાના રક્ષા વ્રત ધારી,
માનવતાને દૃઢ દિલધરી કીર્તિ વિશ્વે વધારી.
દિલ્હી કેરી જન નૃપસભા ગૌરવેથી ગજાવી,
હાણી બુદ્ધિ ઘડતર ઘડ્યું હિંદનું શ્રેષ્ઠ ભાવી
ગંગા કેરા ઝરણ સરખી વાણી કેરા પ્રભાવે,
આઝાદી લઇ નિપુણ નિવડ્યાં કાયદા સિદ્ધ હાવે.
જીવ્યા સાચું જીવન જગમાં ને મર્યા ધીરતાથી,
યાત્રા કીધી સફળ જગમાં જન્મી ને વીરતાથી.
વિશ્વે એવા ઘર ઘર ઉગે ગાંધી બાપુ સમા, ને;
જ્ઞાને, માને સદ્દગુણ ભર્યો સોહલે વિશ્વ સ્થાને.
પુણ્યાત્માનું સ્મ ણ કરશું પુણ્ય ભાવે બધાયે
આત્મા ભાવે અમર સ્મરણે ગાંધી બાપુ સદાયે.

—અરવિંદ દિવાન.

( ૧૧૭ )

# એ ભવ્ય મૃત્યુંજય.

ભારતનો એ અનન્ય જ સારથિ કાળબળે અટવાઇ ગયો,
શાંત ગભીર ક્ષમાશીલ ભાવથી આત્મવિલીપન સાધી ગયો ;
એ ભારતનો શિરતાજ ગયો–૧

ભાણુ શમ્યો અંધકાર થયો, મહા દુર્ગ તૂટયો ગભરાટ છૂટયો,
એહ વિરાટ મહીં રમતો નિજ જીવનકર્મ સમેટી ગયો ,
એ ચિત્ર કરુણ ઉતારી ગયો–૨

વિશ્વ સમસ્ત આ માનવી લોકમાં એકજ માનવ જીવી ગયો,
માનવતા પ્રેમી માનવીની મહીં માનવતાનું પ્રતીક હતો :
એ ભારતનો સૂત્રધાર ગયો–૩

શૌર્ય રેલાવતો, પૃથ્વી ધ્રૂજાવતો, આશ ભરેલ સુત્રાન ગયો,
મૌક્તિક ચાર ચરંત એ હંસજ, નિમિષ માત્રમાં ઉડી ગયો ;
એ હિન્દ્ય સનાતન ભોમ ગયો–૪

વિશ્વ સમસ્ત પ્રયોગવીરો મહીં સત્ય પ્રયોગી એ એક હતો,
જીવન સુદ્ધ કુસુલ એ વ્યાપતા આત્મબળે ઝૂઝનાર હતો ;
એ એક સેનાની પ્રચંડ ગયો–૫

ભારતની વિધવિધ એ કોમમાં ઐક્ય કરી સમ એક હતો,
આજ એ વિદર્યો કાળબળો થકી કાળપટે જ પોઢાઇ ગયો ;
એ યુગપુરુષ સમાઇ ગયો–૬

સત્ય, અહિંસા ને પ્રેમ ત્રિસૂત્રને એ જીવનમંત્ર બનાવી ગયો,
વિશ્વને સંદેશ એજ સુમંત્રનો ઉન્નત રાહે એ ચીંધી ગયો ;
એ માનવધર્મ પ્રબોધી ગયો-૭

સત્ય અમૃત સેવા શ્રમ સુંદર સુમનના શુભ સ્વાંગ સજી,
વિજ્ઞાનતણા એ પ્રચુર જડત્વને જોડતા ચેતનવંત થયો ;
રે, હાય ! ન એ જીરવાઈ શક્યો-૮

રાષ્ટ્રતણા કપરા સહુ કાર્યમાં માત્ર એ એક સમર્થ હતો,
લોકગતિ પ્રથમ એ ગતિ ધારતો સર્વ પ્રતિ એ સમાન રહ્યો ;
એ રાષ્ટ્રપિતા પરિત્યાગી ગયો-૯

સંયમ બહુ એ માનવી જીવના સાધન પવિત્ર હતા,
જીરવતા નવ આવડે લોકને કંઠ જનો પથભ્રષ્ટ થયા ;
એ 'બાપુ' ન તેમ જરીક ડગ્યા-૧૦

"શોષિત સાથ ઉદાર બની રહો દૈહિક દંડ વૃથા સમજો,
આત્મિક જ્ઞાન નીતિ અપનાવજો દોષ નિવારણ એમ કરી ;
' એ ભવ્ય સૂત્રસંચય આપી ગયો-૧૧

સંસારની ફૂલવાડી મહીં એક દિવ્ય અનુપમ ફુલ થયો,
પ્રેમ રસે મહકંત સુવાસ એ રામ સુરાજ્ય ફુલાવી ગયો ;
એ બાગતણો રખવાળ ગયો-૧૨

જીવન નમ્ર સુશીલ સુભાષિત શાંતિ પ્રવર્તક એક હતો,
મૌન પ્રતિ અતિ રાગ બતાવતો અંતિમ મૌન મહીં વિરમ્યો ;
એ વૈષ્ણવ પંથ ઉજાળી ગયો-૧૩

ઉજ્જ્વલ એ મમ ભાવિ વિકાસમાં ઉન્નત તું ધ્રુવતારક હો,
આજ રહ્યા વીણવા તું વિરાટના ફુલ અનેક જે વેરી ગયો ;
એ પંથ અનેક બતાવી ગયો–૧૪

ઓ જગતાત ! એ પુણ્ય પિતામહ ! છો જગલોક વંદે 'એ ગયો',
ન હન્તે હન્યમાને શરીરે એ સુત્ર સનાતન ગુંજી રહો—
ભગ્ન દિલે સ્મરવો એ વિરાટને પ્રેરક એ મહાકાવ્ય ગમો,
આજ અખંડ અપૂર્વ અનાદિ એ આતમને શુભ શાંતિ મળો–૧૫

—બાળકૃષ્ણ ઇ. જોષી.

( ૧૧૮ )

## એવો કોણ ?

છાતી ફાટ રુદન કરતી મૂકી કોને ભારત માને ?
ડુંસકાં ભરતાં કોડ બંધુના દીલડાં ભાંગ્યા કોણે ?

એવો કોણ અભાગી જાગ્યો,
જેને પાપે દેશ ખજાનો ખૂટ્યો ?!

સુકલકડી એ શરીરવાળો મુઠી હાડની કાયા;
દર્શન દુર્લભ કરતાં એના મનમાં લાગે માયા !

જાગ્યો એવો કો હત્યારો ?
એના ખૂનની ઇર્ષા કરનારો !

એવો કોણ લુટારો જાગ્યો?
જેણે દુઃખનો ડુંગર ખડકયો !!!

સત્ય-અહિંસાની દોલત જેણે દેશને ચરણે અરપી,
આલમ ભરમાં ભારતમાની કીધી જેણે કીર્તિ.

એવો કોણ ધૂતારો જાગ્યો?
જેણે ધન-મોહનને લૂંટ્યો !!!

આલમ આખું કુટુંબ એનું માનવતાનો મહાપૂજારી,
હિન્દુ મુસ્લિમ, હરિજન, ક્રિશ્ચન સમાન દૃષ્ટિધરી

- એવી કઇ આંખલડી જાગી?
જેણે ખોટી આળ ચઢાવી !!!

કોઇ કાળ ઘાવડીએ ! વિશ્વદીપ બુઝાય !!
તોપણ બાપુ ભારતમાં ના જુગજુગસુધી ભૂલાય !!!

એવો કોણ અભાગી હોય?
રાષ્ટ્ર પિતાને ભૂલી જાય ? !

નાજ્યૉતિર્ધર, સ્વય જ્યોતી તું, વિશ્વે કર્યો પ્રકાશ,
એજ પ્રકાશે પાર ઉતરશું, એવી સહુની આશ !

વંદે ક્રોડ મસ્તક તુજને
અભિનંદે ક્રોડ હૈયાં તુજને.

- ઇન્દુકુમાર જોષી

( ૧૧૯ )

# હરિનો હંસલો.

કોણે રે દૂભ્યો ને કોણે વીંધિયો?
કલકીએ કોણે કીધા ઘા?
કોણુ રે અપરાધી માનવજાતનો
જેને સૂઝી અવળી મત આ?
રુધિરે રંગાયો હરિનો હંસલો!

પાંખ રે ઢાળીને હંસો પોઢિયો
ધોળો ધોળો ધરણીને અંક,
કરુણાઆંજી રે એની આંખડી
રામની રટણા છે એને કંઠ.
રુધિરે રંગાયો હરિનો હંસલો!

હિમાળે સરવર શીળાં લહેરતાં
ત્યાંનો રે રહેવાસી આ તો હંસ;
આવી રે ચડેલો જગને ખાબડે
જાળવી જાણ્યો ના આપણ રંક!
રુધિરે રંગાયો હરિનો હંસલો!

સાંકડાં ઓઢો રે અંતરખાબડાં,
રચો રે સરવર રુડાં સાફ;
અમરોનો અતિથિ આવે હંસલો,
આપણી વચાળે પૂરે વાસ.
રુધિરે રંગાયો હરિનો હંસલો!

—બાલમુકુન્દ દવે.

(૧૨૦)

# તેં તો મરણ ને મંગલ કીધાં.

હોજી તેં તો હસી હસી હળાહળ પીધાં.
ઘુંટે ઘુંટે ગરલ તું પીએ ને, પલપલે
અમલ ચઢે મરણીઆ;
પ્રલયનાં અંધારાં ઘેરે ને ઝળહળે
પ્રગટતા પ્રાણના દિવા.
હોજી તેં તો અભય અનર્ગળ દીધાં.
હોજી તેં તો હસી૦

કાયાએ કર્મની કરવત મેલાવીને,
કંટક પથારીએ પોઢે;
મનથી માનવતાની ગંગા રેલાવીને,
અગનિનો અંચળો ઓઢે.
હોજી તેં તો અણુએ અખિલ ભરી લીધાં
હોજી તેં તો હસતo

ઘટ ઘટ ગોતી ને જ્યોતિને, વિષને તે
વ્હાલનાં અમરત ગરવાં;
નિજનાં તેં જીત્યાં જીવીને, ને હૈયાં ને
મરીને પરાયાંનાં વરવા.
હોજી તેં તો મરણને મંગલ કીધાં
હો જી તેં તો હસીo

—પિનાકિન ઠાકોર.

(૧૨૧)

# કરૂણતાનું ગાન.

ગા મન કરૂણતાનું ગાન, ગા મન કરૂણતાનું ગાન !
સત્ય-પ્રેમના પયગમ્બરનું આજ થયું અવસાન.
અમર સંતના એ અવસાને સૌનું હૈયું રોયું,
ચાલીસ કોટિ હિંદવાસીએ અણમોલું ધન ખોયું.
આ મન............

પ્રભુ અમારા ભાગ્ય તણી શું તુજને ઇર્ષા આવી ?
અમર સંતને મરતલોકથી તેં લીધા બોલાવી !
—એ ચાલ્યા ને મરતલોકમાં ઘેરાં તિમિર છવાયાં
જાણે કે સૌ ઇન્સાનોનાં આતમ તેજ વિલાયાં.
આ મન............

કૈંક સદીઓ બાદ જગતમાં પયગમ્બર એક આવ્યા,
સત્ય-અહિંસા, માનવતાનો સંદેશો એ લાવ્યા.
અંધારા જગમાંહે જાણે સૂરજ એક પ્રકાશ્યો,
આલમનું દુર્ભાગ્ય બન્યો તું ઓ રે ઓ હત્યારા,
અર્ધે રસ્તે છોડી સૌને ચાલ્યા સૌના પ્યારા.
આ મન............

એના જીવતાં ભક્તોએ સૌ જન્મ-જયંતિ ઉજવી,
આભ-ધરાને જયનાદોથી [illegible], દીધાં ગજવી.
આદર્શોની વાત કરી પણ ના ઉતરી વર્તનમાં,
કેવળ દંભ રહ્યો'તો ગાઢ બુલંદ એ ગર્જનમાં.

વેર-ઝેરને કાયમ રાખી બાપુજીને ખોયા,
લાખ લાખ હતભાગી લોચન એની યાદ રોયાં.
ગા મન.............

એક પાગલે ભારતના હૈયા પર ગોળી છોડી,
ચાલીસ ક્રોડ તણી આશાઓ એણે ધૂળમાં રોળી.
મુસ્લિમ-હાથે હુસેન, ખ્રિસ્તી-હાથે ઇશુ મરાયા,
હિન્દુ-હાથે કૃષ્ણ, એમ એ બાપુ ય હણાયા.
નરોત્તમોનો નાશ કરીને એની પાછળ ઝૂએ !
યુગો પછી પણ દીસે છે દુનિયા એની એ !
ગા મન...........

યુદ્ધ અને હિંસાના નાદે જેને આલમ ગાજે,
માનવતાને ગજવનાશ સંત નથી તે આજે,
વેર—ઝેર વિદ્વેષ તણુ એ આવી રહી છે આંધી,
આતમ-તેજે પ્રકાશ દેતા આજ નથી તે ગાંધી.
જન્મ નથી લેતાં પયગમ્બર જગમાં વારે વારે,
હતભાગી જગ ઘેરાયેલું રહેશે ઘન અંધારે !
ગા મન..........

—રતિલાલ 'અનિલ'

(૧૨૨)

## બાપુજીના મૃત્યુ ટાણે.....!

શિખરિણી

હજારોની આંખે જલ નિતરતા આભ રડતું
અહીં સંધ્યામાંહે રુધિરમય રંગો ટપકતાં
નભે તેજસ્વન્તા ઉડુગણુ બધાં મ્લાન બનતાં
અહીં તેજે આવી શશિય શરમાતો ગગનમાં.
રડી રહેતી આજે નભ ગગનગંગા, વિલપતા
બધા તારા, વ્યોમે સ્થિર ધ્રુવ તણાં તેજ હલતાં
અને ધીમે પેલી દિશ દિશમહીં ક્રંદન ભરી
વહે વાયુ લ્હેરો, ધરતી પટમાંહે સળગતી.

મંદાક્રાન્તા

મીંચાયાતા મધુર નયનો બાપુના પ્રેમઘેલાં
એની આંખે મધુરવ ભર્યો માર્દવનાસરાઓ
વ્હેતાં'તાને હૃદયપ્રણુયે, કે દયાને ઉછાળે
ત્યાંહે એનું સ્મરબલી રહ્યું વિશ્વની તેજહાળે.
જ્યાં મિંચાયા મધુર નમણાં નેન બાપુતણાં એ
ત્યાંહે આખા ધરતીપટમાં કંપ ઓચિંત જાગ્યો

શૂન્યાલોકો પ્રકૃતિ પણ આ મ્લાન ગ્લાનિથી થાતી
આજે વિશ્વે પ્રલયભર આ જ્યોત કો ઝંખવાતી

શાલિની

કિન્તુ એણે જ્યોત જે માનવીના
હૈયે મૂકી કેમ એ તો વિલાશે ?
હૈયે હૈયે તેજના ગાન ગાશે
બાપુજીની રમ્ય આજે સ્મૃતિઓ.

અનુષ્ટુપ

વિલાતાં એમના તેજ, કિન્તુ આ વ્યકિત વ્યકિતમાં
એમના પસરે તેજ મધુરાં શાંત પ્રેમના

—હરીન્દ્ર દવે.

(૧૨૩)

# રાષ્ટ્રપિતાને અંજલી

ભારતની ભૂમિ તણા ગાંધી એક જ પ્રાણ,
આજ નિધન થાતાં સહુ વિશ્વ બન્યું નિષ્પ્રાણ.
ભારત તારણહાર ગાંધીજી ધ્રુવ તારલા!
આજ કર્યો પરિયાણ માનસ સરના હંસલા!
કરશું કે મરશું તણા રાહ પરે આ સંત!
ન્યોચ્છાવર થઇ મોહને જીવન લાવ્યાં અંત!
સો ઉપર પચીસ તણી જીવન કેરી વાટ,
મેલી દીધી મોહને મેલી જગતની વાટ.
માન્ય અને સામાન્યના સર્વ તણા આરામ!
ગાંધી પરહરતા ગયો! સર્વ ગયું હે રામ!
આંસુની સરિતા વહે લાખ પ્રયત્નો થાય,
કોટિક મરજીવા ચહે મોહન મળે ન ક્યાંય.
શાંતિ ને ક્રાંતિ તણા એક જ રસ્તા જાણ,
સત્ય અહિંસા ને દયા મોહનને મન પ્રાણ.
બંદૂકો તલવાર સૌ કતલ તણો રે સાથ,
શાંત અહિંસક યુદ્ધમાં હુતાત્મ કેરી વાટ.
ઇસુ ને સિદ્ધાર્થ ને તીર્થંકરના દેવ!
પયગંબર પરકાશતો મોહનકે ગાંધી દેવ!
ધન્ય જીવન બાપુ તણું ધન્ય ભારતની ભોમ!
યુગયુગ જીવશે બાપુજી અમર જીવશે વ્યોમ!

( ૧૨૪ )

## બાપુને.

ભાનૂ ડુબ્યો પશ્ચીમને આરે,
સુરજનાં કીરણ વળતાં જ્યારે,
અંધકારના ઓળા આવે આવે,
જનગણ વિસરે ત્યારે ત્યારે,
શંકીત હૈયું ! શોચે શાને !
ઉષા આવે ફરીજ કાલે ?—(૧)

બાપુ રકના બીરલા ત્યારે,
સંકેલી જીવન માયા જ્યારે
તુફાન બળવાના ભણકારા વાગે
જનગણ દોડે બાપુ અંતરકાજે.
શંકીત હૈયા ! પુછેજ શાને ?
ગયાજ બાપુ નક્કીજ આજે !—(૨)

પુરા કર્યા નવ નવ અવતાર,
ત્યારે નકલંક બાપુ આયા,
પુરો કર્યો અવતાર આજથી આવી
આત્મા હરિને દ્વાર નિરાશાબ્યાપ

આઝાદી આપી સંતે અમને
બંદુકની ગોળી આપી તમને
પ્રેમ અહિંસા સત્ય દીધુ અમને
ક્રોધ હીંસા અસત્ય દીધું તમને.
ઉપકારી બાપુ ! માફ તું કરજે !
અપકારી હિંદ ! હવેતો તું શીખજે ! (૪)

દુઃખી હિંદ તવ મૃત્યુ માટે,
દુઃખી વિશ્વ તવ મૃત્યુ માટે.
વિશ્વ યુદ્ધના ભણકારા વાગે,
કોણ કોને કહેશે શાંતીકાજે ?
શાંતીના દૂત ! હૈયુ ભડકે બળતું !
દ્રષ્ટા બાપુ ! વિશ્વ યુદ્ધે ચડતું !—(૫)

ઉષા તો ઉગશે ફરીને કાલે,
બાપુનાં દર્શન નવ કદી કો કાળે.
હજાર વર્ષે આવો માનવ આવે
પરમાર્થ આપી જાતો જન એ
માનવ સમજે દેવ હતો એ
જીવન પરવારે ત્યારે.—(૬)

—નિરૂપમ જાની.

(તા. ૨૬–૩–૪૮)

## (૧૨૫)
# બાપુકી બિદા !

( મુસદ્દસ )

કહાં ચલે બાપુજી! હમસે, મુહ મરોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલતમેં, કયા હમકો છોડ ચલે બાપુ!

જુગ-જુગકી નિરમલ જ્યોતિ-સા, જીવન ધન્ય તુમ્હારા થા,
જન્મ લિયા સમકાલ હમેં, ફિર જીવન ધન્ય હમારા થા,
એક અલૌકિક આત્મ તેજ કા, અવનિમેં ઉજિયારા થા,
હમ-સે દીન દુઃખી જન કા, સુખદાયક એક સહારા થા,
બિલખત ભારત માતા કે, તન મન કો તોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમ કો છોડ ચલે બાપુ!—૧

જીવન કી દરકાર નહિ, કુછ મૃત્યુ કી પરવાહ નહિ,
સુખ-સંપત કી ચાહ નહિ, કુછ દુઃખ-દરદોં કી આહ નહિ
કામ નહિ સુખ-ધામ નહિ, આરામ-નામ હમ રાહ નહિ,
રામ-નામ કી રાહ નિરંતર ઔર કિસી કી રાહ નહિ,
કાતિલ કી ગોલી કી સન્મુખ; દો કર જોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમ કો છોડ ચલે બાપુ!—૨

પતિત-પાવન આપ પધારે, પતિત પાવન કરને કો,
દીન-હીન દુરબલ દલિતોં કે, દુઃખ-દરદોં કો હરને કો,
કર્મ-યોગ કા મર્મ બતાને, ધર્મ-ધ્વજા કો ધરને કો,
જગ-વ્યાપી ઝેરી પશુતા મેં, માનવતા કો ભરને કો,
આહા! હમારી આશા કે, તારોં કો તોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમકો છોડ ચલે બાપુ!—૩

શાહ કહું પતશાહ કહું, કયા શાહેન કે સરદાર કહું,
એક અકિંચન રંક કહું, કયા કુબેર કા ભંડાર કહું,
સૌમ્ય સુકોમલ પુષ્પ કહું, યા ભીષણ વજ્રપ્રહાર કહું,
સેવક સંત મહંત કહું નર—નારાયણ અવતાર કહું,
કહો કહું અંધાર-પિછોડા, અબ તો ઓઢ ચલે બાપુ !
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમ કો છોડ ચલે બાપુ!—૪

કોટિ-કોટિ આંખો કા તારા, કિસ કાતિલ ને છીન લિયા,
ભારત કા સૌભાગ્ય-સિતારા, પાગલ ને બીન લિયા,
પાંખ પસારી હમને તો ફિર, કિસને પાંખ હીન કિયા,
ઉન્નત શીશ હમારા, કિસને, દુનિયા ભરમેં દીન કિયા,
કિસ કારણ મુખ મોડ લિયા, અબ કિસકી ઓર ચલે બાપુ !
આજ હમેં ઇસ હાલતમેં, કયા હમકો છોડ ચલે બાપુ !—૫

પુણ્યશ્લોક પુણ્યાત્મા મેરે, મનમોહન મહેમાન ચલે,
દો આંખે સમ હિન્દુ-મુસ્લીમ, સબ કો માન સમાન ચલે,
અલ્પ સમય મેં આઝાદી કા, અપૂર્વ દે કર દાન ચલે,
અવનિ-પટ સે અંતરિક્ષ મે, હો કર અંતર્ધ્યાન ચલે,
તુમ રહે જબ આફત હૈ; બાદલ ઘનઘોર ચલે બાપુ !
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમકો છોડ ચલે બાપુ !—૬

રાજ ચલે મહારાજ ચલે, સબ રાજન કે અધિરાજ ચલે,
રઘુ-કુરન સિરતાજ ચલે, સબ સ્વતંત્રતા કે સાજ ચલે,
પ્રેમ-ધર્મ કે પાજ ચલે; તુમ સત્ય-અહિંસા સાજ ચલે,
આજ ગરીબ-નિવાજ ચલે, વસ દરસન-મુરત જહાજ ચલે,
માનવ-કુલ કે મુકુટ-મણિ, સુર કે સિર-મોર ચલે બાપુ !
આજ હમેં ઇસ હાલત મેં, કયા હમ કો છોડ ચલે બાપુ !—૭

કહાં ચલે બાપુજી! નવજીવન-નિર્માતા કહાં ચલે?
કહાં ચલે ભારત કે પ્યારે, ભાગ્ય-વિધાતા કહાં ચલે?
કહાં ચલે મોટે મહિપતિઓ કે માંધાતા કહાં ચલે?
કહાં ચલે હે મોહન ગાંધી! મુક્તિ-દાતા કહાં ચલે?
હૃદય-ભગ્ન માતા કો શેર, કલેજા કોર ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, ક્યા હમકો છોડ ચલે બાપુ?—૮

જીવન-લીલા શાન્ત ભઇ, અબ ચરખા-પૂણી-સૂત કહાં!
આપ અમર મૃત્યુંજય બાપુ! આપ કહાં જમદૂત કહાં!
તુમ-સે પ્રેમી પિતા કહાં હમ પાગલ પૂત કપૂત કહાં!
હમ વિષ-વર્તુલ-કીટ કહાં તુમ અવનિ કે અવધૂત કહાં!
કૌન જગત કે જીવન સે, જીવન કો જોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં ક્યા હમ કો છોડ ચલે બાપુ!—૯

બિસર ગઇ સબ ભુદ્ધ હમારી, હમેં ન બિસરના બાપુ!
આપ ક્ષમા કે સાગર પ્યારે! હમેં ક્ષમા કરના બાપુ!
ભાવ ભાર્ત કે આર્ત નાદ કો, અંતર મેં ધરના બાપુ!
બિદા! આખરી બિદા! દયામય! દયા-મયા રખના બાપુ!
કહાં ચલે બાપુજી હમ સે, મુંહ મરોડ ચલે બાપુ!
આજ હમેં ઇસ હાલત મેં, ક્યા હમ કો છોડ ચલે બાપુ!-૧૦

—દુલેરાય કારાણી.

---

* શેર = રોગીને
નોંધ:—આ હિંદી કાવ્ય ગુજરાતી કવિએ રચ્યું છે એમાં ભારોભાર વેદના ભરી છે, બાપુ આપણને છોડીને ક્યાં ગયા, એ કલ્પીને કવિએ કરોડોની વતી આંસુ સાર્યાં છે, ભાષા હિંદી છે પણ સરળ છે.

(૧)

# વૈષ્ણવજન.

વૈષ્ણવજન તો તેને કહિયે, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે ને જે, મન અભિમાન ન આણે રે.
વૈષ્ણવજન....૧

સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચયે રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે.
વૈષ્ણવજન....૨

સમદૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે જે, પરધન નવ ઝાલે હાથ રે.
વૈષ્ણવજન....૩

મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામ શું તાળી રે લાગી, સકળ તીર્થ જેનાં તનમાં રે.
વૈષ્ણવજન....૪

વણ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યાં રે;
ભણે નરસઇઓ તેનું દર્શન કરતાં, કુલ ઇકોતેર તાર્યાં રે.
વૈષ્ણવજન....૫

(૨)

## વન્દેમાતરમ્

સુજલામ્ સુફલામ્ મલયજ

શસ્યશ્યામલામ્ માતરમ

શુભ્રજ્યોત્સ્ના પુલકિત યામિ

ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્

સુહાસિનીમ સુમધુરભાષિણ

સુખદામ્ વરદામ્ માતરમ

જય હિંદ.

(૨)

# વન્દેમાતરમ્.

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્યશ્યામલામ્ માતરમ્ —— વન્દે

શુભ્રજ્યોત્સ્ના પુલકિત યામિનીમ્
ફુલ્લકુસુમિત-દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્ —— વન્દે.

જય હિંદ.